॥ શ્રીપરમાત્મને નમઃ ॥

# શ્રીમાન્ પૂર્વાચાર્યકૃત વીશીયો.

એટલે વીસવિહરમાનની પૂજાઓ તથા બ્રહ્મચર્ય, ચૌદરાજલોક,
રૂષિમંડલ, અષ્ટાપદજીની, નવાણું અભિષેકની પૂજાઓ,
તથા રાજનગર તીરથમાલા સહિત.

અનેક ગુણસંયુક્ત પ્રાતઃસ્મરણીય પરમપૂજ્ય સુપ્રસિદ્ધ શ્રી
સૌભાગ્યશ્રીજીની પરમશાંત શિષ્યા ચંપાશ્રીજીની
શિષ્યા પ્રભાશ્રીજીના સદુપદેશથી.

અમદાવાદ નિવાસી મુર્હુમ શેઠ વાડીલાલ લલ્લુભાઈની વિધવા
પુણ્યવંતા બ્હેન ચંચલબ્હેનની સંપૂર્ણ આર્થિક સહાયવડે

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ખંભાતનિવાસી

માસ્તર ઉમેદચંદ રાયચંદ

ઠે. પાંજરાપોળ—અમદાવાદ.

વીરસંવત ૨૪૫૧. વિક્રમસંવત ૧૯૮૧. સને ૧૯૨૫.

આવૃત્તિ પહેલી. નકલ ૫૦૦.

ધી "સૂર્યપ્રકાશ" પ્રી. પ્રેસમાં મુળચંદભાઈ ત્રીકમલાલે છાપ્યું.
કાળુપુર ટંકશાળ—અમદાવાદ.

કીંમત અમૂલ્ય ( ભેટ. )

# પ્રસ્તાવના.

સુજ્ઞ જૈનબંધુઓ તથા બ્હેનો.

આપણને સુવિદિતજ છે કે આ મહાન્ પ્રભાવશાળી અવિછીન્ન જૈન-શાસન સદા જયવંતુ વર્તે છે. આ જૈનશાસનના પ્રવર્તાવનાર શ્રીમાન્ તીર્થંકર ભગવાનો છે. આ ભરતક્ષેત્રમાં આ અવસર્પિણી કાળમાં ચોવીસ તીર્થંકર ભગવાનો થઈ ગયા છે તેમાં છેલ્લા એટલે ચોવીસમાં તીર્થંકર શ્રીમાન્ મહાવીર ભગવાનના શાસનમાં અનેક પ્રભાવશાળી આચાર્ય, ઉપાધ્યાયજી મહારાજાઓ થઈ ગયા છે તે મહાપુરૂષોએ ભવ્ય જીવોના ઉપગારને માટે અનેક ગ્રંથો ગદ્યમાં પદ્યમાં રચી વારસા તરીકે મુકી ગયા છે. તેમાંથી આ નાનકડા પુસ્તકમાં દરેક મહાન પુરૂષોએ રચેલી વીશીઓ એટલે વીસવિહરમાન તીર્થંકરોની પૂજાઓ તથા ઉત્તમ પ્રકારની જરૂરી પ્રસિદ્ધ અપ્રસિદ્ધ પૂજાઓ તથા રાજનગર તીર્થમાલા તથા શેઠજીનો ફોટો નાંખી આ પુસ્તક સમાપ્ત કરવામાં આવ્યું છે. આ પુસ્તક અમદાવાદના વીસાપોરવાડ જ્ઞાતીના સુપ્રસિદ્ધ શેઠ વાડીલાલ લલ્લુભાઈની વિધવા શેઠાણી બ્હેન ચંચલબ્હેનની સંપૂર્ણ આર્થિક સહાયનાથી બહાર પાડવામાં આવેલું છે. જેઓ બાલ્યાવસ્થાથી વૈધવ્યપણાને પામેલાં છતાં પણ સત્સંગથી તેમજ ધર્મ ઉપર સંપૂર્ણ પ્રેમ હોવાથી નિષ્કલંક રીતે સદા ધર્મ ધ્યાનાદિકમાં જોડાયેલા રહી પોતાના દ્રવ્યનો ધર્મ માર્ગમાં તેમાં પણ વિશેષે કરી જ્ઞાન માર્ગમાં સારો વ્યય કરે છે. તેમને ઉજમણા સ્વામી વસ્તલો વિગેરે ઘણાએ શુભ કાર્યો કર્યા છે તેમનો સાધુસાધ્વિઓ ઉપર ઘણોજ સારો ભક્તિભાવ છે. તેમાં પણ વિશેષે કરી પરમપૂજ્ય ગુરૂણીજી મહારાજ શ્રી સોભાગ્યશ્રીજી ઉપર તથા તેમની શિષ્યા ચંપાશ્રીજી તથા તેમની સુશિષ્યા પ્રભાશ્રીજી ઉપર અત્યંત ભક્તિભાવ જણાય છે. હમણાંજ ગઈ શાલમાં એટલે ૧૯૮૦ સાલમાં ગુરૂણીજી મહારાજ શ્રી પ્રભાશ્રીજીના ઉપદેશથી તેમને એક મહાન્ ગ્રંથ નામે ઉપદેશમાળા ભાષાંતર સહિત રૂા. ૨૧૦૦] ના ખર્ચે નકલ ૧૧૦૦

## नररत्न मर्हुम् शेठ. वाडीलाल लल्लुभाइ.



| जन्म | अवसान |
| --- | --- |
| संवत १८९८ ना महा सुद १५ | संवत १९६१ ना पोस सुद १५. |

છપાવી વિનામૂલ્યે ભેટ આપેલી છે અને તે બુકમાં મર્હુમ શેઠનો ફોટો તથા તેમનું જીવનચરિત્ર આપેલું હોવાથી અત્રે વધુ નહીં જણાવતાં તે ગ્રંથ જોવાથી તેમની ધર્મ પ્રીયતા અને નાણાનો સદુપયોગ કેવો કર્યો છે અને કરે છે. તે સારી રીતે જણાશે. આ ગ્રંથ છપાવવાનું પણ તેવીજ રીતે બનવા પામ્યું છે. પૂજ્ય સાધ્વી પ્રભાશ્રીજીએ અમદાવાદથી વિહાર કરી ૧૯૮૦ નું ચોમાસુ પાલીતાણામાં કર્યું હતું ત્યાં તેઓ સાહેબે માસખમણ કર્યું હતું તે પ્રસંગે ત્યાં અઠ્ઠાઇ ઓચ્છવ સ્વામી વાત્સલ્ય પૂજાઓ વિગેરેથી સારી ધામધુમ કરવામાં આવી હતી. તેવા સંયોગોમાં આ ચંચલબ્હેનને તેમનો ઉપદેશ થયો કે કોઇક ગ્રંથ છપાવો ત્યારે વિચાર કરતાં હાલમાં ચોવીશી વીશીયો નામનું પુસ્તક બીલકુલ મલતુ નથી તે સૌને ઉપ-યોગી થશે એમ ધારી આ મહાન્ પૂર્વાચાર્યકૃત વીશીયો તથા બીજી થોડી પૂજાઓ તથા અપ્રસિદ્ધ રાજનગર તીર્થમાલા છપાવી આ પુસ્તક સમાપ્ત કરવામાં આવ્યું છે. બંધુઓ આપ જાણોજ છો કે પુસ્તક પ્રેસોમાં છપાય છે. આ કાંઈ નવીન કૃતિ નથી પરંતુ જુના પુસ્તકો ઉપરથી કોપી કરી છપાવવામાં આવે છે. જેથી વખતે ભુલ થવા અગર રહી જવા સંભવ છે. બનતી મહેનતે શુદ્ધ કરી સંપૂર્ણ કાળજી રાખવામાં આવેલી છે છતાં પણ યંત્રદોષથી કે દૃષ્ટિદોષથી જે કાંઇ કાનો માત્રા મીંડા આદિકની ભુલચુક થઇ ગઇ હોય અગર જીનાજ્ઞા વિરૂદ્ધ કંઈ લખાયું હોય તો તેનો મીચ્છાદુષ્કૃત દેવા પૂર્વક ક્ષમા યાચી સુધારી ભણવા વાંચવાની ભલામણ સાથે આ પુસ્તક છપાવવામાં ઉપદેશ કરનાર તથા આર્થિક સહાય કરનાર શેઠાણી ચંચલબ્હે-નનો આભાર માની અત્રે વિરમું છું. એજ સુજ્ઞેશુકિંબહુના.

લી૦

| | |
|---|---|
| સંવત ૧૯૮૧ ના<br>વઈશાખ સુદ ૧૫ શુક્રવાર<br>તા. ૮—૫—૨૫ | પ્રસિદ્ધ કર્તા<br>માસ્તર ઉમેદચંદ રાયચંદ<br>ઠેકાણું. પાંજરાપોળ<br>અમદાવાદ. |

# અનુક્રમણિકા.







# અથ શ્રીવીશીયો પ્રારંભતે

## અથ શ્રીયશોવિજયજીકૃત વીસી.

અથ શ્રીમંધરજિનસ્તવન ॥ ૧ ॥ ધડરઆંબાઆંબ-
શીરે એદેશી ॥ પુખલવઇવિજએજયોરે, નયરીપુંડરિગણિ-
સાર ॥ શ્રી સિમંધરસાહિબારે, રાયશ્રેયાંસકુમાર ॥ ૧ ॥
જણંદ રાયધરજ્યોધર્મસનેહ ॥ એઆંકણી ॥ મોટાનાહનાં-
અંતરેરે, ગિરૂઆ નવિહાખંત ॥ સસિદરિશણસાયરવધેરે,
કૈરવવનવિકસંત ॥ ૨ ॥ જિ૦ ઠામકુઠામનવિલેખવેરે, જ-
ગવરસંતજલધાર ॥ કરદોઇકુસુમેવાસીએરે, છાયાસવિઆ-
ધાર ॥ ૩ ॥ જિ૦ રાયરાંકસરિખાગણેરે, ઉદ્યોતેસસીસૂર ॥
ગંગાજલતેબિહુતણાંરે, તાપકરેસવિદુર ॥ ૪ ॥ જિં૦ સરિ-
ખાસહુનેતારવારે, તિમતુમેછોમહારાજ ॥ મુંઝસ્યુંઅંતર-
કિમકરોરે, બાંહેગ્રહ્યાનીલાજ ॥ ૫ ॥ જિ૦ મુંહદેખીટીલું-
કરેરે, તેનવિહોયેપરમાણ ॥ મુજરોમાનેસવિતણોરે, સાહિ-

બતેહસુજાણુ ॥ ૬ ॥ જિ૦ વૃષભલંછનમાતાસત્યકીરે, નંદ-
નરૂખમણિકંત ॥ વાચકજસઈમ વીનવ્યોરે, ભયભંજનભ-
ગવંત ॥ ૭ ॥ જિ૦ ઇતિ ॥

અથ શ્રીયુગમંધરજિનસ્તવન ॥ ૨ ॥ ધણરાઢોલા
એદેશી ॥ શ્રીયુગમંધરમાહરેરે, તુમસ્યું અવિહડરંગમનના-
માન્યા ॥ ચોલમજીઠતણીપરેરે, તેતોઅચલઅભંગ ગુણના-
ગેહી ॥ ૧ ॥ ભવિજનમનત્રાંબુકરેરે, વેધકકંચનવાન મ૦ ॥
ફરિત્રાંબુતેનવિહુએરે, તિમતુમનેહપ્રમાણ ॥ ગુ૦ ॥ ૨ ॥
એકઉદકલવજિમભલ્યોરે, અખયજલધીમાંસોય ॥ મ૦ ॥
તિમતુઝસ્યું ગુણનેહલોરે. તુઝસમજગનહિકોય ॥ ગુ૦ ॥ ૩ ॥
તુઝસ્યું મુઝમનનેહલોરે, ચંદનગંધસમાન ॥ મ૦ ॥ મેલહુઓ-
એમુલગોરે, સહજસ્વભાવનિદાન ॥ ગુ૦ ॥ ૪ ॥ વપ્રવિ-
જયવિજયાપુરીરે, માતસુતારાનંદ ॥ મ૦ ॥ ગજલંછનપ્રિ-
યમંગલારે, રાણીમનઆનંદ ॥ ગુ૦ ॥ ૫ ॥ સુદઢરાયકુલ-
દિનમણીરે, જયજયતું જિનરાજ ॥ શ્રીનયવિજયવિબુધ-
તણોરે, સીસનેધ્યોસિવરાજ ॥ ગુ૦ ॥ ૬ ॥ ઇતિ ॥

અથ શ્રીબાહુજિનસ્તવન ॥ ૩ ॥ દેશી નણદલની ॥
સાહિબબાહુજિણેસરવીનવું, વીનતડીઅવધારહો ॥ સા૦ ॥
ભવભવથીહું ઉભગ્યો, હવેભવપારઉતારહો ॥ ૧ ॥ સા૦ ॥
તુમસરીખાસુઝસિરછતે, કરમકરેકિમજોરહો ॥ સા૦ ॥ ભુજં-
ગતણોભયતિહાંનહી, જિહાવનવિચરેમોરહો ॥ ૨ ॥ સા૦ ॥

જિહાંરવિતેજેઝલહલે, તિહાંકિમરહેઅંધારહો ॥ સા૦ ॥ કેસરિજિહાંક્રીડાકરે, તિહાંનહીગજપ્રચારહો ॥ ૩ ॥ સા૦ ॥ તિમજોતુમેમુઝમનરમો, તોનાસેદુરિતસંભારહો ॥ સા૦ ॥ વછવિજયસુસીમાપુરી, રાયસુગ્રીવમલ્હારહો ॥ ૪ ॥ સા૦ ॥ હરણલંછનઇમમેંસ્તવ્યો, મોહનીરાણીનોકંતહો ॥ સા૦ ॥ વિજયાનંદનમુઝહીઓ, જસકહેસુખઅનંતહો ॥ ૫ ॥ સા૦ ॥ ઇતિ ॥

અથ શ્રીસુબાહુજિનસ્તવન ॥ ૪ ॥ ચતુરસનેહીમોહનાં એદેશી ॥ સ્વામીસુબાહૂસુહંકરૂ, ભૂનંદાનંદનપ્યારોરે ॥ નિસઢનરેસરકુલતિલો, કિંપુરુષાભરતારોરે ॥ ૧ ॥ સ્વા૦ ॥ કપિલંછનલલિનાવતિ, વપ્રવિજયઅજોધ્યાનાહોરે ॥ ૨ ભિમિલિયતેહસ્યું, એહમણુઅજનમનોલાહોરે ॥ ૨ ॥ સ્વા૦ ॥ તેદિનસવિઅહિલેગયા, જિહાપ્રભુસ્યુંગોઠિનબાંધીરે ॥ ભગતિહૂતીકાઇમનહરંયું, પણુવાતકહીછેઆધીરે ॥ ૩ ॥ સ્વા૦ ॥ અનુભવમીત્તજોમોકલું, તોતેસઘલીગતજણાવેરે ॥ પણુતેહવિણુમુઝનવિસરે, કહોતોપુત્રવિચારતેઆવેરે ॥ ૪ ॥ સ્વા૦ ॥ તેણેજઇવાતસવેકહી, પ્રભુમેલ્યાતેધ્યાનનેઠાણેરે ॥ શ્રીનયવિજયવિબુધતણો, ઇમસેવકસુજસવખાણેરે ॥ ૫ ॥ સ્વા૦ ॥ ઇતિ ॥

અથ શ્રીસુજાતજિનસ્તવન ॥ ૫ ॥ રામચંદકેબાગચાંપોમોરીરહ્યોરી ॥ એદેશી ॥ સાચોસ્વામીસુજાત પૂરવઅરધજયોરી, ધાતકીખંડમઝાર પુષ્કલાવઇવિજયોરી ॥ નયરી-

પૂંડરિગિણીનાથ, દેવસેનવંસતિલોરી, દેવસેનાનોપૂત લંછન-ભાનુભલોરી ॥ ૨ ॥ જયસેનાનોકંત તેહસ્યુંપ્રેમધર્યોરી, અવરનઆવેદાય, તેણેવસિચિત્તકરયોરી ॥ ૩ ॥ તુમેમતિ-જાણોદૂર, જદ્યપરદેશરહ્યારી, છોમુઝચિત્તહજુર, ગુણસંકેત-ગ્રહ્યારી ॥ ૪ ॥ ઉગેભાનુંઆકાસ, સરવરકમલહસંરી, દેખી-ચંદચકોર, પીવાઅમીઅધસેરી ॥ ૫ ॥ દૂરથકીપણતેમ, પ્રભુસ્યુંચિતમિલ્યુંરી, શ્રીનયવિજયસુસીસ, કહેગુણહેજે-હિલ્યુંરી ॥ ૬ ॥ ઇતિ ॥

અથ સ્વયંપ્રભજિનસ્તવન ॥ ૬ ॥ દેશી પારધીવની

સ્વામીસ્વયંપ્રભુસુંદરૂરે, મિત્રનૃપતિકુલહંસરે ગુણરસીઆ ॥ માતસુમંગલાજનમીયોરે, સસીલંછનસુપ્રસંસરે મનવસીઆ ॥ ૧ ॥ વપ્રવિજયવિજયાપુરીરે, ધાતકીપુરવઅદ્ધરે ગુ૦ ॥ પ્રિયસેનાપિઉપુન્યથીરે, તુમસેવામેલદ્ધરે ॥ મ૦ ॥ ૨ ॥ ચખવીસમકિતસુખડીરે, હેલવીઓહુંબાલરે ગુ૦ ॥ કેવલ-રત્નલહ્યોવિનારે, નતજુંચરણત્રિકાલરે ॥ મ૦ ॥ ૩ ॥ એક-નેલલચાવીરહોરે, એકનેઆપોરાજરે ગુ૦ ॥ એતુમકરવો-કિમઘટેરે, પંક્તીભેદજિનરાજરે ॥ મ૦ ॥ ૪ ॥ કેદિનછોડું-તાહરીરે, આપ્યાવિણશિવસુખરે ગુ૦ ॥ ભોજનવિણભાજે-નહીરે, ભાંમણડેજિમભુખરે ॥ મ૦ ॥ ૫ ॥ આસંગાયતજે-હુસ્યેરે, તેકહસેસોવારરે ગુ૦ ॥ ભોલિભગતેરીઝસ્યેરે, સાહિ-બપણનિરધારરે ॥ મ૦ ॥ ૬ ॥ સવિજાણેથોડુંકહેરે, પ્રભુતું-

ચતુરસુજાણરે ગુ૦ ॥ વાચકજસકહેદીજીએરે, વંછિતસુખ-
નિરવાણરે ॥ મ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

અથ શ્રીરુષભાનનજિનસ્તવન ॥ ૭મું ॥ બન્યોકુંઅર-
જીનોસેહરો એદેશી ॥ શ્રીરુષભાનનગુણનિલો, સોહેમૃગપ-
તિલંછનપાયહો જિણંદ ॥ મોહેમનતું સવિતણા, ભલીવીર-
સેનાતુઝમાયહો જિ૦ ॥ ૧ ॥ શ્રી. વછવિજયેસુસીમાપુરી,
ખંડધાતકીપૂરવભાગહો જિ૦ ॥ રાણીજયાવતીનાહલો, કીર-
તનૃપસુતવડભાગહો જિ૦ ॥ ૨ ॥ શ્રી. હું પૂછું કહોતુમેકિણ-
પરે, હિઓભમતિનેસુગતિસંકેતહો જિ૦ ॥ કૃસોનહિનિંધા-
કારણે, તુસોનહીપૂજાહિતહો જિ૦ ॥ ૩ ॥ શ્રી૦ વિણસમ-
કિતફલકોનવિલહે, એકગ્રંથેછેઅવદાતહો જિ૦ ॥ તોએસ્યા-
બાસીતુમનેચઢે, તુમેકહિવાઓજગતાતહો જિ૦ ॥ ૪ ॥
શ્રી૦ હવેજાણ્યું મનવંછિતદીએ, ચિંતામણીનેસુરકુંભહો
જિ૦ ॥ અગનામિટાવેસીતને, જેસેબેથઇથિરથંભહો જિ૦
॥ ૫ ॥ શ્રી૦ જિમએગુણવસ્તુસ્વભાવથી, તિમતુમથીસુગ-
તિઉપાયહો જિ૦ ॥ દાયકનાયકઓપમા, ભગતેઇમસાચક-
હવાયહો જિ૦ ॥ ૬ ॥ શ્રી૦ ॥ તપજપકિરીયાફલદીયે, તેતુ-
મગુણધ્યાનનિમિત્તહો જિ૦ ॥ શ્રીનયવિજયવિબુધતણો,
સેવકનેપરમતુંમિત્તહો જિ૦ ॥ ૭ ॥ શ્રી૦ ઇતિ ॥

અથ શ્રીઅનંતવિર્યજિનસ્તવન ॥ ૮ મું. ॥ નારાયણ
એદેશી ॥ જિમમધૂકરમનમાલતીરે, જિમકુમુદનીચિત્તચંદો

જિણંદરાય ॥ જિમગજમનરેવાનદીરે, કમલામનગોવિંદહો જિ૦ ॥ ૧ ॥ ઇયુંમેરેમનતુંવસ્યોજી એઆંકણી ॥ ચાતુક-ચિતજિમમેહલોરે, જિમપંથીમનગેહરે જિ૦ ॥ હંસામન-માનસરોવરૂરે, તિમમુઝતુઝસ્યુંનેહહો જિ૦ ॥ ૨ ॥ ઇ૦ જિમનંદનવનઈદનેરે, સીતાનેવાલોરામરે જિ૦ ॥ ધરમીને-મનસંવરૂરે, વ્યાપારીમનદામરે જિ૦ ॥ ૩ ॥ ઇ૦ અનંતવી-ર્યગુણસાગરૂરે, ધાતકીખંડમઝારરે જિ૦ ॥ પૂર્વઅરધનલિ-નાવતીરે, વિજયઅજોધ્યાધારરે જિ૦ ॥ ૪ ॥ ઇ૦ મેઘરા-યમંગલાવતીરે, સુતવિજયાવતિકંતરે જિ૦ ॥ ગજલંછન-યોગીસરૂરે, જિમસરૂંમહામંતરે જિ૦ ॥ ૫ ॥ ઇ૦ ચાહેચ-તુરચુડામણીરે, કવિતાઅમૃતનીકેલરે જિ૦ ॥ વાચકજસક-હેસુખદીઓરે, મુઝતુઝગુણરંગરેલરે જિ૦ ॥ ૬ ॥ ઇ૦ ઇતિ ॥

અથ શ્રીસુરપ્રભજિનસ્તવન ॥ ૯ મું. ॥ રામપુરાબે-જારમાં એદેશી ॥ સુરપ્રભજિનવરધાતકી, પછીમઅરધે-જયકાર મેરેલાલ ॥ પુષ્કલાવઇવિજયેસેહામણો, પુરિપુંડ-રિગિણિસિણગાર મે૦ ॥ ચતુરસીરોમણીસાહિબો૦ એઆં-કણી ॥ નંદસેનાનોનાહલો, હયલંછનવિજયમલ્હાર મે૦ ॥ વિજયાવતીકૂખેઉપનો, ત્રિભુવનનોઆધાર મે૦ ॥ ૨ ॥ ચ૦ અલવેજસસાહમૂંજોએ, કરૂણાભરનયનવિલાસ મે૦ ॥ તેપા-મેપ્રભુતાજગતણી, એહવોછેપ્રભુસુખવાસ મે૦ ॥ ૩ ॥ ચ૦ મુખમટકેજગજનવસકરે, લોયણલટકેહરેચિત્ત મે૦ ॥ ચારિ-

ત્ર્યટકેપાતિકહરે, અટકેનહિકરતોહિત્ત મે૦ ॥ ૪ ॥ ચ૦ ઉવયારીસિરસેહરો, ગુણનોનવિઆવેપાર મે૦ ॥ શ્રીનય-વિજયયસુસસિને, હોજ્યોનિતમંગલમાલ મે૦ ॥ ૫ ॥ ચ૦ ઇતિ ॥

અથ શ્રીવિસાલજિનસ્તવન ॥ ૧૦ મું. ॥ દેશી લુહા-રીની ॥ ધાતકીખંડેહોકેપછિમઅરધભલો, વિજયાનયરીહોકે-વપ્રતેવિજયતિલો ॥ તિહાંજિનવિચરેહોકે, સ્વામીવિસાલ-સદા, નિતનિત વંદૂહોકેવિમલાકંતમુદા ॥ ૧ ॥ નાગરનરેસર-હોકે, વંસઉદ્યોતકરુ ॥ ભદ્રાએજાયાહોકે, પરતક્ષદેવતરુ ॥ ભાનુલંછનહોકે, મિલવામનતલસે, નિતતસગુણસુણિયાહોકે, શ્રવણેઅમીવરસે ॥ ૨ ॥ આંખડીદીધીહોકે, જોહાએમુઝમ-નને, પાંખડીદીધીહોકે ॥ અથવાજોતનને, મનહમનોરથહોકે ॥ તોસવિતુરતફલે, તુઝમુખદેખવાહોકે હરખીતહેજમલે ॥ ૩ ॥ આડાડુંગરહોકે, દરીયાનદિયઘણી ॥ પણસકતિનતેહવીહોકે, આવુંતુઝભણી ॥તુઝપાયસેવાહોકે, સુરવરકોડિકરે, જોઇકેઆ-વેહોકે, તોમુઝદુખહરે ॥ ૪ ॥ અતિઘણુંરાતીહોકે, અગનિ-મજીઠસહે ॥ ધણસ્યુંહણીયેહોકે, દેશવિયોગલહે ॥ પણગિરુ-આપ્રભુસ્યુંહોકે, રાગતેદુરિતહરે ॥ વાચકજસકહેહોકે, ધરી-એચિત્તખરે ॥ ૫ ॥ ઇતિ ॥

અથ શ્રીવજ્રજિનસ્તવન ॥ ૧૧ મું. ॥ માહરાસુગણુ-સનેહામ્રઝૂજી એદેશી ॥ સંખલંછનવજ્રધરસ્વામી, માતાસ-

રસતિસુતસિવગામીહો ॥ ભાવેભવિવંદો ॥ નરનાથપદમરથાજાયો, વિજયાવનિચિત્તસુહાયાહો ભા૦ ॥ ૧ ॥ ખંડધાતકીપછિમભાગે, પ્રભૂધરમધુરંધરજાગેહો ભા૦ ॥ વછવિજયમાનયરીસુસીમા, તિહાંથાપેધ્રરમનીસીમાહો ભા૦ ॥ ૨ ॥ પ્રભુમનઅમેવસવુંજેહ, સ્વપનેપણદુર્લભતેહહો ભા૦॥ પણઅમમનપ્રભુજોવસસે, તોધરમનીવેલઉલસસ્યેહો ભા૦ ॥ ૩ ॥ સ્વરુપનેપ્રભુમુખનિરખંતાં, અમેપામુસુખહરખંતાંહો ભા૦ ॥ જેહસ્વમરહિતકહિઆદેવા, તેહથાઅમેઅધિકકહેવાહો ભા૦ ॥ ૪ ॥ મણિમાણિકકનકનીકોડિ, રાણિમરુધિરમણીજોડિહો ભા૦ ॥ પ્રભુદરસનનાસુખઆગે, કહોઅધિકેરુ કુણમાગેહો ભા૦ ॥ ૫ ॥ પ્રભુદુરથકીપણભેટયા, તેણેપ્રેમેદુખસવિમેટયાહો ભા૦ ॥ ગુરુશ્રીનયવિજયસુસીસ, પ્રભૂધ્યાનરમેનિસદિસહો ભા૦ ॥ ૬ ॥ ઇતિ ॥

અથ શ્રીચંદ્રાનનજિનસ્તવન ॥ ૧૨ મું ॥ માહરીસહિરેસમાણી એદેશી ॥ નલિનાવતિવિજયેજયકારી, ચંદ્રાનનઉપગારીરે ॥ સુણવિનતિમોરી ॥ પછિમઅરધેધાતકીખંડે, નયરીઅયોધ્યામંડેરે સુ૦ ॥ ૧ ॥ રાણીલીલાવતીચિત્તસુહાયો, પદમાવતીનોજાયોરે સુ૦ ॥ નૃપવાલ્મીકકુલેતુંદીવો, રુષભલંછનચિરંજીવોરે સુ૦ ॥ ૨ ॥ કેવલજ્ઞાનઅનંતખજાનો, નહીતુઝજગમાંહેછાનોરે સુ૦ ॥ તેહનોલવદેતાંસ્યુંનાસે, મનમાંહેકાંઇવિમાસેરે સુ૦ ॥ ૩ ॥ રયણએકદીયેરયણેભરીયો, જેગાંજતોદરીયોરે સુ૦ ॥ તોતેહનેકાંઇહાણિન-

આવે, લોકતેસંપતિપાવેંરે સુ૦ ॥ ૪ ॥ અલિમાચપરિમલ- લવપામિ, પંકજવનનોહખામિરે સુ૦ ॥ અંબલુંબકોડિન- વીછીજે, એકેપિકસુખદીજેરે સુ૦ ॥ ૫ ॥ ચંદ્રકિરણવિ- સ્તારેંછોછું, નવિહોયેઅમીયમાંઓછુરે સુ૦ ॥ આસાતરક- હેબહુતનિહોરા, તેહાવેસુખિતચકોરારે સુ૦ ॥ ૬ ॥ તિમ- જોગુણલવદ્દિઓતુમહેજે, તોઅમેદીપુંતેજેરે સુ૦ ॥ વાચક- જસકહેવંછિતદેસ્યો, ધર્મનેહનિરવહસ્યોરે સુ૦ ॥૭॥ઇતિ॥

અથશ્રીચંદ્રબાહુજિનસ્તવના॥૧૩મું॥સરવરપાણીહુંગ- ઇમામોરીરે એદેશી ॥ દેવાનંદનરિંદનો જનરંજનાંલાલ, નંદ- નચંદનવાણીરે દુખભંજનાંલાલ ॥ રાણીસુગંધાવાલહેરે જ૦ ॥ કમલલછનસુખખાણરે દુ૦ ॥ ૧ ॥ પુષ્કરદીવપુ- ષ્કલાવઇરે જ૦ ॥ વિજયવિજયસુખકારરે દુ૦ ॥ ચંદ્રબા- હુપુંડરિગિણિરે જ૦ ॥ નગરીએકરેવિહારરે દુ૦ ॥ ૨ ॥ તસગુણગણગંગાજલેરે જ૦ ॥ મુઝમનપાવનકીધરે દુ૦ ॥ ફિરિતેમેલુંકિમહુવેરે જ૦ ॥ અકરણનિયમપ્રસિદ્ધરે દુ૦ ॥ ૩ ॥ અંતરંગગુણગોઠડીરે જ૦ ॥ નિશ્ચયસમકિતતેહરે દુ૦ ॥ વિરલાકોઇકજાણસ્યેરે જ૦ ॥ તેતોઅગમઅછેહરે દુ૦ ॥ ૪ ॥ નાગરજનનીચાતુરીરે જ૦ ॥ પામરજાણેકમરે દુ૦ ॥ તિમકુણજાણેસાંઇસ્યું રે જ૦ ॥ અમનિશ્ચયનયપ્રેમરે દુ૦ ॥ ૫ ॥ સ્વાદસુધાનોજાણતોરે જ૦ ॥ લાલિતહોએકદ- ન્નરે ॥ દુ૦ ॥ પણઅવસરજોતેલહેરે જ૦ ॥ તેદિનમાનેધન્નરે

કું૦ ॥ ૬ ॥ શ્રીનયવિજયવિબુધતણોરે જ૦ ॥ સેવકકહેસુ-ણોદેવરે દુ૦ ॥ ચંદ્રબાહુમુજદીજીએરે જ૦ ॥ નિજમયપંક-જસેવરે ॥ દુ૦ ૭ ॥ ઇતિ ॥

અથ શ્રીભુજંગજિનસ્તવન ॥ ૧૪ મું ॥ મહાવિદે-હખેત્રસોહામણોરે એ દેશી ॥ ભુજંગદેવભાવેભજો, રાયમ-હાબેલનંદલાલરે ॥ મહિમાકુખેહંસલો, કમલલંછનસુખકંદ-લાલરે ભુ૦ ॥ ૧ ॥ વપ્રવિજયવિજયાપુરી, કરેવિહારકિછાહ-લાલરે ॥ પૂરવઅરધેપુરકરે, ગંધસેનાનોનાહલાલરે ભુ૦॥૨॥ કાગલલિખવોકારમો, આવેજો દુરજન હાથલાલરે ભુ૦ ॥ અણુમિલવું દૂરેતરે, ચિતફિરેતુમ પાસલાલરે ભુ૦ ॥ ૩ ॥ કિસિઅસારનકીજીયે, તુમેજાણોછોજગભાવલાલરે ॥ સાહિ-બજાણુઅજાણુને, સાહમુંકરેપ્રસ્તાવલાલરે ભુ૦ ॥ ૪ ॥ ખિ-જમતમાંખામીનહી, મેલનમનમાંકોયલાલરે ॥ કરુણાપુરણ-લોયણે, સાહમૂંકાંઇનજોયલાલરે ભુ૦ ॥ ૫ ॥ આસંગોમો-ટાતણો, કુંજરગ્રહવોકાનલાલરે ॥ વાચક જસ કહે વીનતી, ભગતિવસેમુઝમાનલાલરે ભુ૦ ॥ ૬ ॥ ઇતિ ॥

અથ શ્રીઇશ્વરજિનસ્તવન ॥ ૧૫ મું ॥ રાજાજોમિલે એદેશી ॥ નૃપગજસેનજસોદામાત, નંદનઇશ્વરગુણઅવ-દાત સ્વામીસેવીએ ॥ પુષ્કરવરપૂ વારધકછ, વિજયસુસી-માનયરીઅછ સ્વા૦ ॥ ૧ ॥ સસીલંછનપ્રભુકરેરેવિહાર, રા-ણીભદ્રાવતિનોભરતાર સ્વા૦ ॥ જેપામેપ્રભુનાદીદાર, ધન

ધનતેનરનોઅવતાર સ્વા૦ ॥ ૨ ॥ ધનતેતનજિનમીએપાય, ધનતેમનજેપ્રભુગુણધ્યાય સ્વા૦ ॥ ધનધનજેજીહાંગુણગાય, ધન્યતેવેલાવંદનથાય સ્વા૦ ॥ ૩ ॥ અણુમિલવેઉતકંઠાજોર, મિલવેવિરહતણોભયસોર સ્વા૦ ॥અંતરંગમિલવેજીઉછાંહિ, શોકવિરહજિમદૂરેપલાય સ્વા૦ ॥ ૪॥ તુંમાતાતુંબંધવમુઝ, તુંહીપીતાતુઝસુંમુઝગુઝ સ્વા૦ ॥ શ્રીનયવિજયવિબુધનો- સીસ, વાચકજસકહેપુરોજગીસ સ્વા૦ ॥ ૬ ॥ ઇતિ ॥

અથ શ્રીનેમિપ્રભુજિનસ્તવન ॥ ૧૬ મું ॥ થારેમાંથે પચરંગીપાગસોનાનોછોગલોમારૂજી ॥ એદેશી ॥ પુષ્કરવરપુ- રવઅરધદ્વિવાજેરે સાહિબજી, નલિનાવતીવિજયેનયરીઅજો- ધ્યા છાજેરે સા૦ ॥ પ્રભુવીર નિરેસરવંસદિણેસર ધ્યાઇએરે સા૦ ॥ સેનાસુતસાચોગુણસ્યુંજાચો ગાઇએરે સા૦ ॥ ૧ ॥ મોહનીમનવલ્લભહરસનદુરલભજાંસરે સા૦ ॥ રવિચરણઉપા- સીકિરણવિલાસીખાસરે સા૦ ॥ ભવિજનમનરંજનભાવઠ- ભંજનભગવંતરે સા૦ ॥ નેમિપ્રભુવંદુપાપનિકંદૂતંતરે સા૦ ॥ ૩ ॥ ધરસુરતરૂ ફલીયોસુરમણિ મિલિઓહાથરે સા૦ ॥ કરિકરૂણાપુરીઅધચુરીજગનાથરે સા૦ ॥ અમિએધનવુઠાવં- લિતુઠાસવિદેવરે સા૦ ॥ શીવગામિપામીજેમે તુઝપય સેવરે સા૦ ॥ ૩ ॥ ગંગાજલનાહ્યોઉમાહ્યોઆજરે સા૦ ॥ ગુરૂ- સંગતસારીમુઝઅવધારીલાજરે સા૦ ॥ મ્હોમાગ્યાજાગ્યાપુ- રવપુન્યઅંકુરરે સા૦ ॥ મનલીનોકીનો તુઝગુણ પ્રેમપંડુરરે

સા૦ ॥ ૪ ॥ તું દોલતદાતા, તું જગત્રત્રાતામાહારાજરે સા૦॥ ભવસાયરતારોસારોવંછિતકાજરે સા૦ ॥ દુખચુરણપૂરણકીજેસયલજગીસરે સા૦ ॥ અરદાસપ્રકાસેશ્રીનયવિજયસુસીસરે સા૦ ॥ ૫ ॥ ઇતિ ॥

અથ શ્રીવીરજિનસ્તવન ॥ ૧૭ મું ॥ શ્રીરીષભનોવંસરયણાયરો ॥ એદેશી ॥ પછિમઅરધ પુષ્કરવરે, વિજયપુખલવઇદીપેરે ॥ નયરિપુંડરિગિણીવિહરતા, પ્રભુતેજેરવિજીપેરે ॥ ૧ ॥ શ્રીવીરસેનસુહંકરુ ॥ એઆંકણી ॥ ભાનુસેનાભુમીપાલનો, અંગજગજગતિ વંદોરે, રાજસેનામનવલ્લહો, વૃષભલંછનજિનચંદોરે ॥ ૨ ॥ શ્રી૦ ॥ મસિવિણજેલિખ્યાતુઝગુણે, અક્ષરપ્રેમનાચિત્તરે ॥ ધોઇએતિમતિમઉઘડે, ભગતિજવેતેહનિતરે ॥ ૩ ॥ શ્રી૦ ॥ ચક્રવર્ત્તિ મનસુખધરે, રુષભકુટેલિખીનામોરે ॥ અધિકારેતુઝ ગુણ તેહથી, પ્રગટહુઆઠામઠામોરે ॥ ૪ ॥ શ્રી૦ ॥ નિજગુણગુંથિતતેકરી, કીરતિમોતીનીમાલારે ॥ તેમુઝકંઠે આરોપતાં, દીસેઝાકઝમાલારે ॥ ૫ ॥ શ્રી૦ ॥ પ્રકટહુએજિમજગત્રમાં, સોભાસેવકકેરીરે, વાચકજસકહેતિમકરો, સાહિબપ્રીતઘણેરીરે ॥૬॥ ॥ શ્રી૦ ॥ ઇતિ ॥

અથ શ્રી મહાભદ્રજિનસ્તવન ॥ ૧૮ મું ॥ આજહોછાજેરે ॥ એદેશી ॥ દેવરાયનોનંદ ॥ માતઉમામનચંદ, આજહોરાણીરેસૂરિકંતા, કંતસોહામણોજી ॥ ૧ ॥ પુષ્કરપછિમ-

રદ્ધ, વિજયતેવપ્રસુબદ્ધ, આ૦ ॥ નયરીરે વિજયાએવિહરે-ગુણુનિલોજી ॥ ૨ ॥ માહાભદ્રજિનરાય, ગજલંછનજસપાય આ૦ ॥ સોહેરેમોહેમનલટકાલેલોયણેજી ॥ તેહસ્યુંમુઝઅતિ પ્રેમ, પરસૂરનમવાનેમ, આ૦ ॥ રંજેરે દુખભંજે પ્રભુમુઝ-તેગુણેજી ॥ ૪ ॥ ધર્મયોવનનવરંગ ॥ સમકિતપામ્યોચંગ, આ૦ લાખીણીલાડીમુગતિતેમેલસ્યેજી ॥ ૫ ॥ ચરણધર્મઅ-વદાત, તેકન્યાનોતાત, આ૦ માહરાપ્રભુજીનેતેછેવસસદાજી ॥ ૬ ॥ શ્રીનયવિજયસુસીસ, જસકહે સુણો જગદીસ આ૦ તારોરેહુંસેવકદેવકરોદયાજી ॥ ૭ ॥ ઇતિ ॥

અથ શ્રીચંદ્રયસાજિન સ્તવન ॥ ૧૯ મું ॥ ચંદ્રય-સાજિનરાજીઓ મનમોહનમેરે, પુષ્કરદીવમઝાર મ૦ પછ-મઅરધસોહામણો મ૦ વછવિજયસંભાર મ૦ ॥ ૧॥ નયરી-સુસીમાવિચારતા મ૦ સંવરભૂતિકુલચંદ્ર મ૦ સસિલંછન-પદમાવતી મ૦ વલ્લભગંગાનંદ મ૦ ॥ ૨ ॥ કટીલીલાએકેસ રિ મ૦ તેહારચોગયોરાન મ૦ હરયોહિમકરતુઝમુખે મ૦ હુ-જીયવલેનહીવાન મ૦ ॥ ૩ ॥ તુઝલોચનથીલાજીયા મ૦ ક-મલગયાજલમાંહિ મ૦ અહિમતિપાતાલેગયો મ૦ જીત્યોલ લીતતુઝબાંહ મ૦ ॥ ૪ ॥ જીત્યોદિનકરતેજસ્યું મ૦ ફિરતો રહેતે આકાશ મ૦ નિંદનઆવેતેહને મ૦ જેહમનિરવેદઅ-ભ્યાસ મ૦ ॥ ૫ ॥ ઇમજીત્યોતુમેજગતને મ૦ હરિલીયેંચિત્ત રતન્ન મ૦ બંધુકહાવોજગત્રના મ૦ તેકિમહોયેઉપમન્ન મ૦

॥ ૬ ॥ગતિતુમેજાણો તુમતણી મ૦ હુસેવુંતુઝપાય મ૦ સ-
રણકરેબલીયાતણું મ૦ જસકહેતસસુખથાયમ૦ ॥ ૭॥ઇતિ॥

અથ શ્રીઅજિતવિર્યજિનસ્તવન ॥ ૨૦ મું ॥ એછં-
ડિકિહાંરાખી ॥ એદેશી ॥ દીવપુષ્કરવરપછિમઅરધે, વિજ-
ચનલિના વેઇસોહે ॥ નયરીઅયોધ્યામંડનસ્વસ્તીક, લંછ-
નજિનજગમોહેરે ॥ ૧ ॥ ભવિઆં અજીતવિરય જિન વંદો
॥ એ આંકણી ॥ રાજપાલકુલમુગટનગાનો, માતકનિનિકા-
જાયો ॥ રતનમાલારાણીનોવલભ, પરતક્ષ સુરમણિ પાયોરે
ભ૦ ॥ ૨ ॥ દુરિજનસુંકરીજેહુયોદુષણ, હુયેતસસોષણઇહા,
એહવાસાહિબનાગુણગાયે, પવિત્રકરુંહુંજીહારે ભ૦ ॥ ૩ ॥
પ્રભુગુણગંગાજલેન્હાઇ, કીયોકર્મમલદૂરે ॥ સ્નાતકપદજિન-
ભગતિલહિયે, ચિદાનંદનભરપુરરે ભ૦ ॥ ૪ ॥ જેસંસર્ગઅ-
ભેદારુપે, સમાપતિમુનિમાને॥ તેજિનવર ગુણથુણતાં લહીયે,
જ્ઞાનધ્યાનલયતાને ભ૦ ॥ ૫ ॥ સ્પર્સજ્ઞાન ઇણપરે અનુભવ,
ત્યાંદેખી જેજિનરુપ, સકલજેગજીવનતેપામી ॥ નિસ્તરિયે
ભવકૂપરે ભ૦ ॥ ૬ ॥ સરણત્રાણઆલંબનજિનજી, કોઇન-
હીતસતોલે ॥ શ્રીનયવિજયવિબુધ પયસેવક, વાચકજસઇમ
બોલે ભ૦ ॥ ૭ ॥ઇતિ॥

॥ ઇતિ શ્રીજસોવિજયજી કૃત વીશી સંપુર્ણ. ॥

# અથ શ્રીવિનયવિજય ઉપાધ્યાયજી કૃત વીસી

અથ શ્રીમંધરસ્વામીભાસ ॥ રાગકેદારો ॥ નયરીવિનીતામાહીતુમેછોરાયારે ॥ માતાનુમ્હેછોરાયા ॥ એદેશી ॥ સીમંધરસ્વામીસુણજોવીનતી, કીજેરેસ્વામીવીનતીવાજે, દરિસણદયાકરીઅહ્મનેદીજેરેસ્વામી, સગુણસનેહીતોરે હિયડું રીઝે રે સ્વામી. ॥ ચરણતુહ્મારારેલાગીશિવસુખલીજેરે સા૦॥૧॥ વિજયપુંખલાવઇવેગલોવાસ રે, નયરિ પુંડરિગિણીલીલવિલાસરે સા૦ ॥ વાંદવાનીતોહિજપુગેંઅહ્મમનેઆસરે સા૦॥ ગયણાગામિણિવિદ્યા જોહોય પાસરે સા૦ ॥ ૨ ॥ મુખડુંવાલ્હાનુંજોવાહિયડુંહિસેરે સા૦ ॥ કવારીજાણુંએવાલ્હો નયણે દીસેરે સા૦ ॥ જેહદિનતુહ્મતણેપાસે આવીસરે સા૦ ધનધનદિનતેહવિસૂઆવીસરે સા૦ ॥ ૩ ॥ વાલ્હાસ્યુંવાતડીકરતાં વેલાજેજાયેરે સા૦ ॥ સસવાદીસત્રલીતે આઉખા માંહિરે સા૦ ॥ શ્રેયાંસરાજાનાકુંવરપ્રણમું પાયરે સા૦ ॥ મન મંદિર મુઝ આવો જિમસુખથાયરે સા૦ ॥ ૪ ॥ સુરનરસેવે જેહના પાયોરે સા૦ ॥ સાહિબસોભાભાગી પૂરવપુણ્યેતેપાયોરે સા૦ ॥ વૃષભલંછનમાતાસતકીજાયોરે સા૦ ॥ રાણિરુકમિણીવાલહો વિનયે ગાયોરે સા૦ ॥ ૫ ॥ ઇતિ ॥

અથ શ્રીયુગમંધર જિનભાસ ॥ રાગકેદારો ॥ સુણિમેરિસજનીરજનીનજાવેરે ॥ એદેશી ॥ સામિજુગંધરસુણિ-

સસનેહારે, હરિસણદાખોઅલ્લગુણગેહારે, ઇણેઅલજેસેંઅહ્ન-દેહારે, જિમચાતકચિંતેમનમેહારે ॥ ૧ ॥ સા૦ ॥જિમજિમ સુણિએગુણતુહ્મકેરારે, તિમતિમમિલવાહર્ષઘણેરારે ॥ શ્રવણ નયણસ્યુંલાગ્યોવાદરે ॥ તેહનિવારોકરિયપ્રવાદરે ॥ ૨ ॥ સા૦ ॥ તુહ્મેઅમનેદેખોછોનાહોરે, અમને તુમજોવા ઉમાહોરે, એકપખીકિમવાધેપ્રાંતરે, નયણમિલાવેસુખહોયેચિત્તરો॥૩॥ સા૦ ॥ વિજયવપ્રવિજિયાપુરિઇસરે, સુદઢરાયકુંવરજગદી-સરે ॥ માતાસુતારાનંદનવંદોરે, ગજલંછન નમતાંઆનંદો રે ॥ ૪ ॥ સા૦ ॥ પ્રિયમંગલા રાણીના કંતરે, ઘનઘાતીનો કીજેઅંતરે, કેવલજ્ઞાનદીઓસુખકંદરે, વિનયવિલોકેતુમમુ-ખચંદરે ॥ ૫ ॥ સા૦ ઇતિ ॥

અથ શ્રીબાહુજિનભાસ ॥ રાગઅસાઉરિસિંધુઓ ॥ રાજુલરંગીકેરતિરુપેજસીરિ ॥ એદેશી ॥ બાહુજિણેસરઆ-જકેવંદોમનધરીરે, સારોઆતમકાજકેભવદૂતરતરીરે, એહ-વોબીજોકોયનજોવાસારિખોરે, કાચફટિકનજીહુરકે હીરોપારિ-ખોરે ॥ ૧ ॥જિનમુખજોતાંહેજકેહિયડુંઉલ્હસેરે, દિનકરદેખી રુપકેજિમપંકજહસેરે, ગુણવંતાસું ગોઠકેચિત ચાહે ઘણુંરે, પણપામીજે પુણ્યહોયજોઆપણુંરે ॥ ૨ ॥ જવદીઠોજિનરા-યકેઓરનમનવસ્યેરે, ચાખીસાકરકોણરીઝેખલરસેરે, પ્રભુની વાણીસારકેમીઠીસેલડીરે, ટાલેભવ સંતાપકેગુણની વેલડીરે ॥ ॥ ૩ ॥ વછછવિજયસિણગારકેસામીસોહામણોરે, નયરિસુ-

સીમાનાહકેસુતવિજયાતણોરે, રાયસુગ્રીવ મલ્હાર કેજનમન-મોહતોરે, હરણચરણરહ્યોજાસકેલંછનસોહતોરે ॥ ૪ ॥ મોહ-નીરાણીકંતકેકલિમલઅપહરેરે, વિરહમાનજિનએહકેસુખસં-પદભરેરે, કિર્ત્તિવિજયઉવઝાયનોસેવકઇમભણેરે, વિનયવ-સેસુખવાસકેચરણેતુમતણેરે ॥ ૫ ॥ ઇતિ ॥

અથ શ્રીસુબાહુજિનભાસ ॥ રાગમલ્હાર ॥ ઓસખિ અમિયરસાલકે, વંદોવિષઝરીરે કેવંદો વિષ ઝરીરે ॥એદેશી॥ સામિસુબાહુજિણંદકેપુજોમનરુલીરે કેપૂજો૦ ॥ નાહીનિરમલ નીરકેસુરિજનસવિમિલિરે, કેસુરિજન૦ ॥ કેસરપુરીકપૂર કે ચંદનસ્યુંઘસીરે, કેચંદન૦ ॥ રજતકચોલીસોહિકેજિનપુનમ-સસીરે, કે જીન૦॥ ૧ ॥ તિલકકરોનવઅંગકે, રંગેપ્રભૂતણેરે, કે રંગે૦ ॥ કંઠેકુસુમચીમાલકેઠવોઉલ્લટઘણેરે, કેઠવો૦ ॥ કૃ-શ્નાગરઘનસારકેસરસઉખેવીયેરે, કેસરસ૦ ॥ દેવતણો જેદેવ તેએણીપરેસેવીયેરે, કે એણીપરે૦ ॥ ૨ ॥ વીણાવેણુંમૃદંગ કેતાલસુંમેલવીરે, કે તાલસું૦ ॥ ગાયગુણીજન ગીતકેનવરસ કેલવીરે, કેનવરસ૦ ॥ નાટિકનવનવભાતકેપ્રભુઆગલકરોરે કેપ્રભુ૦॥ ભાવતણેઅનુભાવકેજિનપદઅનુંસરોરે, કે જીનપદ૦ ॥ ૩ ॥ વિજયવિજય સુખકારકેજગનિલિણાવતીરે, કેજગ૦ ॥ નયરીઅયોદ્ધામોહેકેવિચરેજિનપતીરે, કે વિચરે૦ ॥ ધનધન તેનરનારિજે પ્રભુવાંદસેસદારે, કેપ્રભુ૦ ॥ નિસઢનરિંદમલ્હાર કેઆપેસંપદારે, કે આપે૦ ॥ ૪ ॥ ભૂનંદાનોનંદનકેનમીજેતે

હસ્યુંરે, કેનમીજે૦ ॥ ચતુરપણેમુઝચિત્તકેબાંધુંજેહસ્યુંરે, કે બાંધું૦ ॥ કપિલંછનભગવંતકેવિનયેંઆરાધીયેરે, કે વિન-યે૦ ॥ કિંપુરૂષાભરતાર કે, ભજીસીવસાધીયેંરે, કે ભજી૦ ॥ ॥ ૫ ॥ ઇતિ ॥

અથ શ્રીસુજાતજિનભાસ ॥ રાગકેદારો ॥ સેત્રૂંજેજ-ઇએલાલનસેત્રૂંજેજઇએ ॥ એદેશી ॥ પ્રહઉઠીવંદોલાલનપ્ર-હઉઠીવંદો, સામીસુજાતમુખપુનીમચંદો લાલન૦ એ આંક-ણી ॥ નયણસકોમલજાણેઅમીઅકચોલા, વયણસરસરસ-ગંગકલોલા, લાલન૦ સમોવસરણએઠાસામીજીસોહે, રૂપઅ-નુપદેખીત્રિભુવનમોહે, લાલન૦ ॥ ૧ ॥ પુરવઅરધવરધાત-કીખંડે, વિજયપુખલાવઇભવદુખખંડે લા૦ ॥ નયરિપુંડરિ-ગિણીપ્રભુજીબિરાજે, કેવિહારતિહાંસબલહિનાજે લા૦॥૨॥ દેવસેનરાયકુલી મુગટનગીનો, ધર્મ પ્રકાશિજગઉદ્યોતકીનો લા૦ ॥ દેવાસેનામાતાજાયોપુત્રરત્ન, જેણેજિનદિઠા નયણતે ધનધન લા૦ ॥ ૩ ॥ જયસેનારાણીમનમોહકંતો, અકલ-સરૂપીપ્રભુઅલખઅનંતો લ૦ ॥ લંછણમિસીરવિજસ પાય લાગે, સબલપ્રતાપેજીત્યોમીનાતમાગે લ૦ ॥ ૪ ॥ વંદણ અહ્નારીદિનપ્રતિઅવધારો, દેઇધર્મલાભ અહ્નમહોત વધારો લા૦ ॥ દોઇકરજોડિપાયેનામીજેસીસ, વિનયવિજય નમેતુમ-નિસદિસ લા૦ ॥ ૬ ॥ ઇતિ ॥

અથ શ્રીસ્વયંપ્રભજિનભાસ ॥ રાગરામગિરિ ॥ રાયક

હેરાણીપ્રતિ ॥ એ દેશી ॥ સામિસયંપ્રભ સાંભલો, અરિહં-
તાજી, તુહ્યસ્યુંઅવિહડનેહ ભગવંતાજી ॥ ફેડયો તેફિટે નહિ
અ૦ જિમપથ્થર સિરરેહ ભ૦ ॥ ૧ ॥ તુહ્ય નથીઅહ્ય વેગલા
અ૦ ॥ છોઅહ્યહિયાહજુર ભ૦ સાસપહિલાજેસાંભરે અ૦
તેકિમથાયેદૂર ભ૦ ॥ ૨ ॥ જુનીથાયેદેહડી અ૦ પ્રીતિનજુ-
નીહોય ભ૦ વાગેવિણુસિજરકસી અ૦ પણુસોનુસામનહોય
ભ૦ ॥ ૩ ॥ વપ્રવિજયસોહામણો અ૦ ધાતકીખંડમઝાર
ભ૦ તિહાવિજયાનગરિભલી અ૦ પૂરવઅરધસિણગાર ભ૦
॥ ૪ ॥ તિહાંવિહરંતાવંદીયે અ૦ મિત્રભૂતિનૃપનંદ ભ૦
સુમંગલામાયજનમીઓ અ૦ જસપાયલંછનચંદ ભ૦ ॥૫॥
પ્રિયસેનારાણીતણો અ૦ પિઉનિરમલગુણખાણ ભ૦ કિ-
રતિવિજયઉવઝાયનો અ૦ વિનયનમેસુવિહાણ ભ૦
॥ ૬ ॥ ઇતિ ॥

અથ શ્રીરુષભાનનજિનભાસ ॥ મહાવીરજીનીદેશનાએ
એદેશી ॥ મનહમનોરથવાંદવા, સખિ શ્રીરૂષભાનનદેવ ॥
ગિરૂઓ સાહિબગુણનીલો, સખિજસસુરજસસુરસારેંસેવ
॥ ૧ ॥ જયવંતાજિણવરવંદિએ, સખિવાંદતાંવાંદ-
તાંપરમાનંદ જયવં૦ આંકણી ॥ સિહાંસનસુરવરરચે, સ-
ખિતરુઅરતુંગઅશોક, હિતાંદીયેપ્રભુજીદેશના, સખિદેશના-
દેશના સુણેલોક ॥૨॥ જ૦ ત્રિણિછત્રસિરસોહિયે, સખિચા-
મરઢાલેઈંદ ॥ બઈસિઈબારેપરષદા, સખિપરષદાપરષદા લહે-
આનંદ ॥ ૩ ॥ જ૦ ધાતકીખંડમનોહરુ, સખિપૂરવઅરધ-

સુહાય ॥ વછવિજયસોહાંકરું, સખિનયરીએનયરીસુસીમા-
રાય ॥ ૪ ॥ જ૦ કીરતિરાયકુલચંદલો, સખિવારસેનાજ-
સમાય ॥ રાણિજયાવતિનાહલો, સખિલંછનમૃગપતિપાય
॥ ૫ ॥ જ૦ કીરતિવિજયઉવઝાયનો, સખિવિનયવંદેકર-
જોડી ॥ વિહરમાનજિનવાંદતાં, સખિપામીયેપામીયેમંગલ-
કોડિ ॥ ૬ ॥ જ૦ ઇતિ ॥

અથ શ્રીઅનંતવીર્યજિન ભાસ ॥ રાગકેદારો ॥ પ્રથમ-
ગોવાલાતણેભવેજી એદેશી ॥ અનંતવિર્યઅરિહંતનુંજી,
અહનિસીકીજેધ્યાન ॥ સમરથસ્વામીસેવતાંજી, આપેશિવસુ-
ખદાનરે ॥ ૧ ॥ આતમકીજેવિષયવિરામ, લીજેજિનવર-
નામરે આતમ૦ થિરનહીદોલતદાનરે આ૦ એ૦ આંકણી ॥
એસંસારેનવનવાજી, રુપેરમીઓરેઆપ ॥ નરગનિગોદત-
ણાઘણાજી, પામ્યાદુખસંતાપરે ॥ ૨ ॥ આ૦ નાઠાદુખદોહ-
અહવેજી, પુન્યપ્રગટથયાંઆજ ॥ મનમંદીરમાહરેવસ્યાજી,
મહેરકરીમહારાજરે આ૦ ॥ ૩ ॥ ધાતકીખંડેજાણીયેજી,
પુરવઅરધસુખકાર ॥ વિજયવિમલનલિણાવતી, નયરિઅ-
યોધ્યાસારરે ॥ ૪ ॥ આ૦ તિહાંવિચરેવસુધામણીજી, મેઘ-
નરિંદ્રમલ્હાર ॥ માતાજસમંગલાવતીજી, વિજયાવતીભર-
તારરે ॥ ૫ ॥ આ૦ ગજલંછનસોહામણોજી, સ્વામિસદાસુ-
પ્રસન્ન ॥ વિનયકહેભવેભવેહજ્યોજી, જિનચરણેમુઝમનરે
॥ ૬ ॥ આ૦ ઇતિ ॥

અથ શ્રીસુરપ્રભજિનભાસ ॥ આબુશિખરેદેવતા એ-
દેશી ॥ સૂરપ્રભજિનસેવીયેરે, જેસેવતાંરેલહીયેલીલ ॥ વંદ-
નિકમાંહિજેવડોરે, જિમસંવરેરેમાંહિસીલ ॥ ૧ ॥ સૂ૦ તે-
જવંતમાંહિજિમરવિરે, પરિમલમાંહિરેજિમઘનસાર ॥ ધા-
તુમાંહિસોવનવડુંરે, તરુઅરમાંહિરેજિમસહકાર ॥ ૨ ॥ સૂ૦
ગિરિમાંહિસુરગિરિજિસ્યોરે, જલમાંહિજિમજલધાર ॥ જ-
ગમાંહિજિનશાસનભલુંરે, લહિયેરેજેહથીભવપાર ॥ ૩ ॥
સૂ૦ પછિમઅરધેધાતકીરે, ખંડેરેવિજયઉદાર ॥ પુષ્કલાવ-
ઇપુંડરીગીણીરે, નયરીરેપ્રભુકરેવિહાર ॥ ૪ ॥ સૂ૦ વિજ-
યરાયવિજયાવતીરે, સુતલંછનરેસસહરજાસ ॥ નંદસેનાનો-
નાહલોરે, પાયેંનમીયેંરેવિનયેતાસ ॥ ૫ ॥ સૂ૦ ઇતિ ॥ •

અથ શ્રીવિસાલજિનભાસ ॥ પદ્મપુરંજગિજાણીયેં
એદેશી ॥ મનમિલવામુઝઅલજયુ, વંદણદેવદયાલરે ॥ દુરે-
જઇવાલિમવસ્યા, સાજનસ્વામીવિસાલરે ॥ ૧ ॥ મ૦ મ-
નોહરમારગદીજીયેં, સુણિસાયરલવણોદરે ॥ આડોઆવીસ્યું-
રહ્યો, મકરતરંગવિનોદરે ॥ ૨ ॥ મ૦ વિરહવિષમવા-
લિમતણો, આપસરુપવિચારીરે ॥ ચંદવિયોગેતુઝહોયે, તેહ-
દશાસંભારીરે ॥ ૩ ॥ મ૦ ધાતકીખંડપછિમારધે, વપ્રવિજ-
યજયકારરે ॥ વિજયાનગરિયેંવિહરતા, રાયશ્રીનાગમલ્હારરે
॥ ૪ ॥ મ૦ ભદ્રારાણીયેંજનમિયો, વિમલાદેવીનોકંતરે ॥
લંછનભાનુમનોહરું, વિનયભજેભગવંતરે ॥૫॥ મ૦ ઇતિ ॥

અથ શ્રીવજ્રધરજિનભાસ ॥ રાગગોડી ॥ જિનરસમિઠડોરે એદેશી ॥ ભવિજનભાવસ્યુંરે, વંદોવજ્રધરસ્વામી ॥ શિવસુખઆદરોરે, સાહિબસમરથપામી ॥ અજરનક્રીજ્યેંરે, અજરામરપદલેવા ॥ વલિવલિદોહિલારે, શ્રીજિનવચનનામેવા ॥ ૧ ॥ વાણીસુરગવીરે, પ્રભુનીઅમૃતદુઝેં ॥ ભવદુખસવિટલેરે, પીતાંશુભમતિસુઝે ॥ માયામોહિયોરે, આતમઆપનબૂઝેં ॥ નિજપ્રતિબિંબસ્યુંરે, દર્પણકુકડોઝુઝે ॥ ૨ ॥ ભુલોહુંભમ્યોરે, ભવભવસમકિતપાખે, જિનપતિતુમવિનારે ॥ શરણેકહોકુણરાખે ॥ દેવદયાકરિરે, દુત્તરભવજલતારો ॥ તુહ્મપાયેનમુરે, ફેરાજનમનાવારો ॥ ૩ ॥ પછિમઅરધમાંરે, સુપરેધાતકીખંડે ॥ વછવિજયતણીરે, વસુધાવિચરંતામંડે ॥ જગપાવનકરીરે, નયરીસુસીમાનોરાયો ॥ માતાસરસતીરે, પિતાપદમરથજાયો ॥ ૪ ॥ લંછનશંખનુંરે, રાણીવિજયાવતીકંતો ॥ ધ્યાનશુકલધરીરે, ક્રીધોકરમનોઅંતો ॥ નેકનજરકરીરે, સેવકજનમુખજોજ્યો ॥ વિનયભવેભવેરે, સ્વામીતુમતણોહોજ્યો ॥ ૫ ॥ ઇતિ ॥

અથ શ્રીચંદ્રાનનજિનભાસ ॥ દેશીરશીયાની ॥ ચતુરવિહારીહોઆતમમાહરા એદેશી ॥ ચતુરચંદ્રાનનમુઝચાકરી, સાહિબચિતમાંહિઆણરાજેસર ॥ હુંનિર્ગુણપણતુમનેઆશ્રયો, નિજસેવકકરિજાણજેગીસર ॥ ૧ ॥ ચ૦ દૂધમહિંજગેજલજઇજેમિલ્યું, કીધુઆપસરુપમનોહર ॥ ચં-

હનનિજપવનિયકરિતરુચ્ચણા, કીધાચંદનરૂપસુહંકર ॥ ૨ ॥ ચ૦ સૂતનાગયુંસંગતીકુસુમનાં, પામેનરપતિશિસસલુણો ॥ ચાંદેજોજગેહરણનપરિહરયો, સીસચઢા૦યોતેહસતદુણો ॥૩॥ ચ૦ નિર્ગુણજાણીજેઉવેખીએ, તોસ્યુંગુણવંતજવિચારો ॥ નિર્ગુણનિલખીગુણકરીલીજીયેં, જોહાર્યહિયડાનુંહેજસુધારો ॥ ૪ ॥ ચ૦ પશ્ચિમઅરધેવિજયનલિણાવતી, ધાતકીખંડમઝારવિરાજે ॥ નયરીઅયોધ્યામાતપદમાવતી, રાયવાલ્મિકમલ્હારદિવાજે ॥ ૫ ॥ ચ૦ રાણીલીલાવતીનોનાહલો, લંછનવૃષભસુહાયસહોદય ॥ સેવકકીર્ત્તિવિજયઉવઝાયનો, વિનયેધોસુપસાયમહોદય ॥ ૬ ॥ ચ૦ ઇતિ ॥

અથ શ્રીચંદ્રબાહુજિનભાસ ॥ બાઇજીતુહ્યારાકાહાનંને સેંનવિરાખોવારી એદેશી ॥ ચંદ્રબાહુજિનચંદ્રઅનોપમ, ઉદયોમુઝચિતમાંહિ ॥ દુખદોહગતડકોસવિનાઠો, પ્રગટિસુભમતિછાંહિ ॥ ૧ ॥ ચં૦ ગુણતારેજેપરવર્યા, સમતારોહિણીકંત ॥ શુકલધ્યાનખીરોદધી, ચિહુંદિસ જેદેખીપસરંત ॥ ૨ ॥ ચં૦ માયામોહજેચકવાચકવી, તેહનોકરેવિછોહ ॥ જસચંદ્રાતપલઅધિઉપમા, જેહથીપામેરોહ ॥ ૩ ॥ ચં૦ પુષ્કરવરદીવેપુષ્કલાવઇ, વિજયપુરવારધસાર ॥ પુંડરિગિણિનગરીયેવિચ્રિસ્યુ, પ્રભુજીકરેવિહાર ॥ ૪ ॥ ચ૦ દેવાણુંદનરેસરનદંન, માતરેણુકાજાયો ॥ રાણીસુગધાવલ્લભવિનયે, કમલલંછનમુનિગાયો ॥ ૫ ॥ ચં૦ ઇતિ ॥

અથ શ્રીભુજંગજિનભાસ ॥ કુંમરપુરંદરસાહસી એ-
દેશી ॥ ભુજંગદેવભાવેભજો, ભુગતિમુગતિદાતાર જિણેસર-
રાજિયો ॥ જસમહિમામહિમંડલે, સુરતરૂનો અવતાર જી-
ણેસર રાજિયો ॥૧॥સંદેસોકુણપોચવે,કાગલદેઉકુણહાથ જિ૦
સામીજીસાચુંજાણજ્યો ચિત્ત તુમ્હારે સાથ જિ૦ ॥૨॥ આ-
ડાસાયરહો રહિયા, ડુંગરનદિઅનપાર જિ૦ સાચિસેવા
જોજાણો, તોકરજયોઅહ્મસાર ॥ ૩ ॥ જિ૦ પુષ્કરવરપુરવા-
રધે, વપ્રવિજયમનોહાર જિ૦ નયરિવિજયાજાણીયે, તિહાં-
પ્રભુકરેવિહાર ॥ ૪ ॥ જિ૦ રાયમહાબલકુંઅરો, મહિમા-
દેવીનોનંદ જિ૦ કમલઅંકવિનયેસુણ્યો, ગંધસેનામનચંદ
॥ ૫ ॥ જિ૦ ઇતિ ॥

અથ શ્રીઇશ્વરજિનભાસ ॥ રાગગોડી ॥ બિનીકોસ્યા-
યુંસુરસુંદરી એદેશી ॥ ઇશ્વરજગદિસરમનવસ્યો, હોંસિહિ-
અડેજિમહારરે ॥ સસનેહાસાજનસાંભરે, એકસાસમાંહિસો-
વારરે ॥ ૧ ॥ ઇ૦ અતિદુર્બલછેમનમાહરુ, તોહેતેમાંહિરા-
ખુનોહિરે ॥ મોટુંમનસુણીયેતુમતણું, તિહાંકાંનરાખોમો-
હિરે ॥ ૨ ॥ ઇ૦ જસહૃદયમાંહિત્રિભુવનરહે, તેજગગુરુજ-
સમનેહોઇરે ॥ એજુગતુજેતસચિતમાં, અવરનમારેકોઇરે
॥ ૩ ॥ ઇ૦ પુષ્કવરપુરવારધભલુ, તિહાંવિજયવછછસુવિ-
સાલરે ॥ પ્રભુનયરીસુસીમાવિહરતા, ભવિતારેદેવદયાલરે
॥ ૪ ॥ ઇ૦ ગજસેનનરેસરકુલતિલો, જસમાતજસોજલા-
સારરે ॥ શશિલછનવિનયેવંદીયે, રાણીભદ્રાવતીભરતારરે
॥ ૫ ॥ ઇ૦ ઇતિ ॥

અથ શ્રીનેમિપ્રભજિનભાસ ॥ રુષીવહેરણવેલાસંચર્યાં એદેશી ॥ નેમિપ્રભનમિયેનેહસ્યું, ભવભવબાંધ્યુંજેહસ્યું, જિમચાત્રકનુચિતમેહસ્યું, રતિજીવતણીજિમદેહસ્યું ॥ ૧ ॥ જિનરાયજિનીતવંદુરેપાતુમયજી, તુહ્મધ્યાનેરે સુખથાયજી આં૦ ગુણગિરૂઆજેજસમનવસે. દુર્જનખેસવિઅતિનવિખસે, જલમાંહિચમકઝેરહે, તોહેઅગનિઅભ્યંતરેનિરવહે ॥ ૨ ॥ જિ૦ ખિણુનામનમુંકુતુહ્યતણુ, રસનાઇણરસેરાતીઘણું, તુમચરિત્રસબલસોહામણું, હોઇશ્રવણસુધારસપારણું ॥ ૩ ॥ જિ૦ પુરવારધપુષ્કરવરવસ્યો, નલિણિવઇવિજયસરગજિસ્યો, તિહાંનયરીઅયોધ્યાજગતિલો, વિચરેતિહાંમોહિણિનાહલો ॥ ૪ ॥ જિ૦ વિરરાયતણેકુલદિનમણી, માતસેનાસુતકિરતીઘણી, લંછનજસભાનુવિરાજીયે, નિજસેવકવિનયનિવાજીયે ॥ ૫ ॥ ઇતિ ॥

અથ શ્રીવિરસેનભાસ ॥ રાગરામગરી ॥ ઇણીરંગેરાતીરાજીમતી એદેશી ॥ હરિસણદાખોરેરાજીયા, વંદાવોએકવારરે ॥ વિરસેનજિનઅહ્મતણો, સફલકરોઅવતારરે ॥૧॥ હ૦ મનમાન્યારેસજ્જનવિના, કિમકીજેગુણગોઠરે ॥ વાતહિઆનારેજેવીના, કિમઇનસાંચરેહોઠરે ॥ ૨ ॥ હ૦ સુખદુખગતિસુરિજનવિના, કોઇનપ્રગટકરેઇરે ॥ રવિસસિમણિરવિસસિવિના, અગનિનઅમૃતઝરેઇરે ॥ ૩ ॥ હ૦ પુષ્કરદીવપછિમારધે, વિજયપુષ્કલાવઇમાંહેરે ॥ નયરિપુંડરિગિણિ-

વિહરતા, કિરતીજગઅવગાહેરે ॥ ૪ ॥ દ૦ ભૂમીપાલનૃપ-નંદનો, ભાનુમતિસુતદેવરે ॥ રાજસેનાપતિવિનયતું, વૃષ-ભલંછનસેવરે ॥ ૫ ॥ દ૦ ઇતિ ॥

અથ મહાભદ્રજિનભાસ ॥ રાગસિંધુઓ ॥ પ્રીતડીન-કીજેહોનારીપ્રદેશીયારે એદેશી ॥ સુગુણસોભાગીહોવંદુવલી-વલીરે, જિનવરશ્રીમહાભદ્ર ॥ નામજપંતાંહોજુગતેજેહનુરે, પામીજેમહાભદ્ર ॥ ૧ ॥ સુ૦ જોતિરૂપજસધ્યાનેતુંરહ્યોરે, મોહનરૂપમયાલ ॥ રવિઉગેતસતિમિરતણીપરેરે, જાયેપાપ-પયાલ ॥ ૨ ॥ સુ૦ કોહિનેકાંજીહોકહોકુણઆદરેરે, છોડિઅ-મૃતપાન ॥ તિમતુહ્મછાંડીઅવરનેકુણભજેરે, જોહોયહિઅડે-સાંન ॥ ૩ ॥ સુ૦ પુષ્કરદીવેહોપછિમઅરધમાંરે, વપ્રવિજ-યસુઠામ ॥ નયરિવિજયાહોસ્વામીવિરાજીયેરે, ગજલંછનગુ-ણધામ ॥ ૪ ॥ સુ૦ દેવરાયનોનંદનદીપતોરે, દેવિઉમાજસ-માય ॥ રાણીસૂરકંતાનોવાલહોરે, ત્રિનયનમેનિતપાય ॥ ૫ ॥ સુ૦ ઇતિ ॥

અથ શ્રીદેવજસાજિનભાસ ॥ રાગમલ્હાર ॥ લાછલદે-માતમલ્હાર એદેશી ॥ ચેતનકરિચિતચોખ, દુરકરોસબ-દોખ, આજહોદેવજસાજિનમુઝઘરઆવસેજી ॥ ૧ ॥ ધ્યાન-કુસુમકીસેજ, જ્ઞાનદીપકબહુતેજ, આજહોચારીત્રચંદ્રોદય-ચિહુદિસિઝલહલેજી ॥ ૨ ॥ સંવરલેઉદાર, તિહાંમહકેઅન-સાર, આજહોમૃગમદચંદનપાવનભાવનાજી ॥ ૩ ॥ સુમતિ-

ગુપતિસહકાર, તેહતણુંહલસા, આજહોનો ણબહુગુણબં-
ધબાંધોબારણેજી ॥ ૪ ॥ પુષ્ક દ્વિવમઝા,પછિનબરધસં-
ભાર, આજહોવછનામેવિજયતિહાંધણુ સોહેજી ॥ ૫ ॥ નય-
રિસુસીમાનામ, તિહાંવિહરેજગસામ ॥ આજહોનરપતિમર-
વભુતિકુલચંદલોજી ॥ ૬ ॥ ગંગામાનમલ્હાર, પદમાવ-
તીભરતાર ॥ આજહોહિમકરલંછણુવિનયેવ દીયેંજી ॥ ૭ ॥
ઇતિ ॥

અથ શ્રીઅજિતવીર નજનભાસ ॥ ચદામેરાભાઇહો-
ગોદ.બછાઉ એદેશી ॥ અજિતાવરજજિનઓલગકરતાં,
મનવંછીતફલઆપેઆપે જી ॥ સાહિબસમરથનિજસેવકને
થિરકરિશિવસુખથાપેથાપેજી ॥ ૧ ॥ અ૦ મુઝમનવાડિસમુ-
કિતથાલે, રોપુજીનમંદારરંગેજી ॥ ૨ કલધ્યાનપરિમલતપ-
સરે, આનંદહોયઉદારરંગજી ॥ ૨ ॥ અ૦ જિનદિપકજસ-
રિદયેદીપે, અહન તિહાંઉદ્યોતદિસે જી ॥ અલયતિ.મરતે-
દુરનિવારી, અદભુતઆતમજોતજોવેંજી ॥ ૩ ॥ અ૦ દીવ-
પુષ્કરવરપછિમઅરધે, વિજયનલિણવઇહારસોહેજી ॥ નય-
રીઅયોધ્યામેરૂનસ્વસ્તિક, લંછનજનમનુહારમેહેજી ॥ ૪ ॥
અ૦ રાજપાલરાયકુલમુગટમણી, કનિનીકાઉરેહંસદેવાજી ॥
રતનમાલારાણીપતિવિનયે, મુનિજન ધરઅવતંસસેવોજી
॥ ૫ ॥ અ૦ ઇતિ ॥

કલસ ॥ રાગ ધન્યાસી ॥ નયરીઅયોધ્યાથીસંચર્યાએ
એદેશી ॥ વંછિતદાયકસુરતરૂએ, વિહરમાનજિનવીશ નમો--

ભવિભાવસ્યુંએ, રિદ્ધિસિદ્ધીસવિસંપજેએ, પુગેમનહજ-ગીસ ॥ ૧ ॥ ન૦ સોવનવાનસોહામણાએ, ધનુષપાંચ-સેકાય ન૦ લાખચોરાશીપુરવનુએ, એસવિજિનનુંઆય ॥ ૨ ॥ ન૦ પ્રતિહારજઆઠેસદાએ, વલીઅતિસયચોત્રીસ ન૦ ત્રિગડેએઠાસોહીયેએ, વાણીગુણપાંત્રીસ ॥ ૩ ॥ ન૦ દસે-લખકેવલધરાએ, કોડિસતઅણગાર ન૦ વિહરમાનવિસેત-ણેએ, પ્રત્યેકપરિવાર ॥ ૪ ॥ ન૦ સંઘચતુરવિધથાપનાએ, જિનવરસયલકરંત ન૦ નિજનિજખેત્રેવિચરતાએ, ઇગઠા-દોયનમલંત ॥ ૫ ॥ ન૦ મહાવિદેહએકેકમાંએ, વિજેંહોયેં-બત્રીસ ન૦ ભરતએવરતભાખીયાએ, પાંચપાંચજગદીશ ॥ ૬ ॥ ન૦ ઉત્કૃષ્ટેકાલેહોયેએ, ઇણખેત્રેએકેક ન૦ ઇમસિ-ત્તેરસોજિનનમુએ, વિહરમાનસુવિવેક ॥ ૭ ॥ ન૦ કાલજ-ઘન્યેજેહોયેંએ, તેથુણિયાજગદીશ ન૦ જનમસમેપ્રભુવંદી-યેએ, દશઅથવાજિનવીશ ॥ ૮ ॥ ન૦ સોલદેવપંડિતર-ચ્યોએ, એકવીસઠાણુંજેહ ન૦ તેજોઇઅનુક્રમકહ્યોએ, શ્રી-જિનવરનોએહ ॥ ૯ ॥ ન૦ બીજેગ્રંથેદેખીયેએ, નામકમપ-દફેર ન૦ તેપણસાચાજિનવિનાએ, કુણદાખેસુધસેર ॥૧૦॥ ન૦ શ્રીકિર્ત્તિવિજયઉવઝાયનોએ, વિનયવંદેકરજોડ ન૦ શ્રીજિનનાગુણગાવતાંએ; લહીએમંગલકોડ ॥ ૧૧ ॥ નમો૦॥ ઇતિ શ્રીવિનયવિજય ઉપાધ્યાયજીકૃતશ્રીસવિહરમાનજિન ભાસ સમાપ્ત ॥

# અથ શ્રીવીસુધવીમલજીકૃત વીશી.

અથ શ્રીમંધરજિનસ્તવન ॥ નિંદરડીવેરણહોઇરહી એદેશી ॥ શ્રીસીમંધરસાહિબા, સુણોસંપ્રતિહોભરતખેત્રનીવાતકે ॥ અરીહાકેવલીકોનહિ. કેંનેકહીયેહોમનનાઅવદાતકે ॥ ૧ ॥ શ્રીસીમંધરસાહિબા ॥ ઝાઝુંકહેતાંજુગતુનહિ, તુમસોહેહોજગકેવલનાણકે ॥ ભુખ્યાભોજનમાગતાં, આપેઉલટહોઅવસરનાજાણકે ॥ ૨ ॥ શ્રી૦ કચસ્યોતમેજુગતાનહી, જુગતાનેહોવલીતારેસાંઇકે ॥ જોગજનતુંકેહવુંકસ્યું, ભાવહીનનેહોતારોગ્રહીબાંહિકે ॥ ૩ ॥ શ્રી૦ થોડુંહીઅવસરઆપીયે, ઘણાનીહોપ્રભુપકેવાતકે ॥ પગલેપગલેપારપામીયે, પછેલહીયેહોસઘલાઅવદાતકે ॥ ૪ ॥ શ્રી૦ મોડુંવેલુંતમેઆપસ્યો, બીજાનોહોહુંનકરુસંગકે ॥ શ્રીવિરવીમલગુરુસીસનો, રાખીજેહોપ્રભુઅવિચલરંગકે શ્રી૦ ॥ ૫ ॥ ઇતિ ॥

---

અથ શ્રીજુગમંધરજિનસ્તવન ॥ સાહબામોતીડોરેહમારો એદેશી ॥ શ્રીજુગમંધરદરસણતાહરો, કરસ્યુંતેદીનસફલોહમારો ॥ દરસણદેખીપરસનથાસ્યું, નરભવલેખેતેહગણાસ્યું ॥ ૧ ॥ સાહિબાસેવકનેતારો, પ્રભુજીકઇયેહમારો ॥ આં૦ સમકીતસુરતરુજેણેપાયો, અંકેમીંડીસવીલેખેઆયો ॥ જેવિણુલેખેકાંઇનઆવ્યો, કાલઅનંતોઅચલેગમાયો ॥ ૨ ॥

સા૦ સમકીતપીડહોયજેપાકો, ઉમારથકરતારખેથાકો ॥ તપજપસંમજકિરીઆકેરો, ઉદ્યમ રત્નેઅનેકઅનેરો ॥ ૩ ॥ સા૦ તપજપસંજમકારીઆકાત્ર, અભવ્યાદિકેપુરિકરેઇ ॥ કાયકલેસાદીદુખપાયો, સમકીતવીનલેખેનઆયો ॥ ૪ ॥ સા૦ સાતભેદનાહનીખપજાવે, ખાયકસમકીતસુખેપાવે ॥ શ્રીવિરવીમલગુરુજિનવરવાણી, વીસુધસમકીતલેખલખાણી ॥ ૫ ॥ સા૦ ઇતિ ॥

અથ શ્રીબાહુજિનસ્તવન ॥ જિનવરબાહુજુગતુંઇહાંહો સાહબાઆવેરહસેલાજ, મોહમહાબલીઓવણુંહો, સાહબાનારભયકરેઇહારાજ ॥ ૧ ॥ મોરાસાહબાઆવોહણેપુરદેસ, જિનસાસનહણેજાસમીહો સા૦ ભરમદેખાડીકેઇભુર, પરિકરઆપણેપેખીનહો સા૦ કેવકર્યાઆપહજુર ॥ ૨ ॥ મો૦ ચ્યારસુભટસદાજાગતાહો સા૦ પંચનોજોરોપુર, નંદ્યાચંડાલીવૃત્તેમહાહો સ૦ દાયવજાડેમંગલતુર ॥ ૩ ॥ મો૦ એકવારઇહાંઆવિનેહો સા૦ સોડતુંકાઢોમુલ, સંઘચતુરવીધથિરકરીહો સા૦ સહુનેએઅનુકુલ ॥ ૪ ॥ મો૦ વારેવારેસ્યુંવિનવુહો સા૦ તમેછોચતુરસુજાણ, શ્રીવીરવીમલકહેકીજીયેહો સા૦ વીસુધવચનપ્રમાણ ॥ ૫ ॥ મો૦ ઇતિ ॥

અથ શ્રીસુબાહુજિનસ્તવન ॥ ઢાલ ॥ છોડિપ્રિયાછોડિ એદેશી ॥ નરગહોજિનનરગથકીનિગોદ, મોટાંહોદુખમોટાંસુબાહુતેકહ્યાં ॥ સાસાહોજિનસાસોસાસેસત્તર, ઝાઝાંહો-

પ્રભુઝાઝાંજનમમરણલહ્યાંજી ॥ ૧ ॥ પાંસઠહોજિનપાંસઠ-સહસપંચસત, છત્રિસહોભવછત્રિસએકમુહરતેકર્યાજી ॥ દ્ર-વ્યહોજિનદ્રવ્યખેત્રકાલભાવ, પુદગલહોઇમપુદગલપરાવર્ત્ત-નકર્યાજી ॥ ૨ ॥ છાસઠહોજિનછાસઠસહસઉગણીસ, લાખ-હોજિનલાખઅસિઅધીકેરડાજી ॥ એકહોજિનએકદીવસમાં-એમ, જીવહોજિનજીવકરેભવફેરડાજી ॥ ૩ ॥ ચ્યારહોજિ-નચ્યારસતપંચકોડ, લાખહોજિનલાખનવ્યાસીઉપરલહ્યાજી॥ ખ્યાસીહોજિનખ્યાસીસહસજિનરાજ, એકહોજિનએકમા-સમાંભવથયાજી ॥ ૪ ॥ ભવમાંહોજિનભવમાંભમતાંજેહ, દુઃકરહેજિનદુઃકરનરભવતેકહ્યોજી ॥ તારોહોજિનતારોમુજ-નેદેવ, વીસુધહોજિનવીસુધનરભવમેંલહ્યોજી ॥ ૫ ॥ ઇતિ॰॥

---

અથ શ્રીસુજાતજિનસ્તવન ॥ ગોકુલગામનેંગુંદરેરે એદેશી ॥ ચેતનચંતાસીકરેરે, સ્યુંરાખાંમનબીકમારાવા-લારે ॥ સુજાતસામીસેવજેરે, તારેએતયકીક ॥ ૧ ॥ માહારા-વ્હાલારે, સુજાતસાંમીસેવજેરે આં॰ પરઉપગારીપરમેસરૂરે, પરમપદઆપેપુજ મા॰ પરમાતમનેપામવારે, સેવેચરણાંબુજ ॥ ૨ ॥ મા॰ પરપ્રાણીનેતારવારે, પ્રયત્નકરીકેઇભુર મા॰ ઉભયસુખદાઇસદારે, ઉગ્યોકેવલસુર ॥ ૩ ॥ મા॰ રાયરંક-સરખાગણેરે, સરખાશત્રુમીત મા॰ આરાધ્યોઆપપદવીદી-એરે, ઉતમએહનીરીત ॥ ૪ ॥ મા॰ વિરવીમલગુરુસીષ-

નીરે, વીસુધવાણિએહ મા૦ ઉરનચાહુસાહિબારે, સીવસુખ-
દિઓગુણગેહ ॥ ૫ ॥ મા૦ ઇતિ ॥

અથ શ્રીસયંપ્રભજિનસ્તવન ॥ હુંવારીતારાનામને,
વાસરમાવારહજારેરે ॥ વારીરાતદીવસસુતાંજાગતાં, વારી-
તાહરોએકઆધારોરે ॥ ૧ ॥ વારીસયંપ્રભુચીતરાખજો આં૦
વારીઉપગારીસીરસેહરો વા૦ વંછીતસુખનીખાંણીરે વા૦
જોગઅજોગનેજોઅસ્યો વા૦ એકહેવાયકુણકહાંણીરે ॥ ૨ ॥
વા૦ વા૦ રહયકમલઆવીરહ્યો વા૦ દાયસીખાહિઓસ્વા-
મીરે વા૦ વરહણાસુચીઆસેવણા વા૦ પછેજોઉસીવગામીરે
॥ ૩ ॥ વા૦ વા૦ અંકુશેરહીતએઆતમા વા૦ દસોહસેએ-
દોડેરે વા૦ અંકુશેકરીગજઆકરો વા૦ આલણઆણીજોડેરે
॥ ૪ ॥ વા૦ વા૦ એમઉપદેસઅંકુશડે વા૦ સેવકનેસુખદી-
જેરે વા૦ વિરવીમલગુરૂસીષને વા૦ વીસુધવાંછીતકીજેરે
॥ ૫ ॥ વા૦ ઇતિ ॥

અથ શ્રીરીખભાનનજિનસ્તવન ॥ મથુરાંનીસેરીરેઅ-
તીરલીયામણીરે એદેશી ॥ માહરૂમનમોહ્યુંરેરીષભાનનસ્યુંરે,
અવરનઆવેદાય ॥ સુરતરુછાયારેશીતલછોડીનેરે, કરીરક-
હોકુણજાય ॥ ૧ ॥ મા૦ કાલઅનંતેરેઅવસરમેંલહ્યોરે, ક-
રોહમારીભીલ ॥ પામીહારેરેલહવોફરીદોહલોરે, રખેકરતાહવે-
ઢીલ ॥ ૨ ॥ મા૦ વાયદોકરંતારેવિલંબાયેઘણુરે, મહતપો-
તીજિનરાજ ॥ કરમનરેસરનરભવમેલયોરે, દુઃકરપછેઅ-
લાજ ॥ ૩ ॥ મા૦ દુજોહોયરેતોકોઇહાખવોરે, તેસ્યુંકીજે-

વાત ॥ સરખાસરખેરેરસરીઝઉપજેરે, અંવરસ્યુંધર્મનોઘાત ॥ ૪ ॥ મા૦ મોડાવ્હેલોરેમનહોયતારવારે, તોદીજેમુજ-વાચ ॥ વિરવીમલરેકહેજિનસેવનારે, વીસુધફલસેએસાચ ॥ ૫ ॥ મા૦ ઇતિ ॥

અથ શ્રીઅનંતવીરજજિનસ્તવન ॥ આછીનેવણાવો-હોમેડતીઆઠાંઘ્રારલોવડી એદેશી ॥ અનંતગુણહોઅનંતવી-રજતાહરા, કૈંઅનંતખજાનોતુજ ॥ લવએકદેતેહોઓછુકંઇ-નવીહોયે, કૈંદીપકદ્રષ્ટાંતેપુજ ॥ ૧ ॥ અ૦ વાસીતચંદનહો-સમલીઠુકંચને, કૈંએકહેવાયકેમ ॥ એકનેઆલંબીહોઅવિ-ચલપદદીઓ, એકનેઉતારોફેમ ॥ ૨ ॥ અ૦ લોકીકનચાલે-હોસારાંતારાંકહે, કૈંતેણેગયોકાલઅનંત ॥ લોકોતરપંથહો-પ્રભુજીતાહરો, કૈંસસીસરખોભગવંત ॥ ૩ ॥ અ૦ અંતરે-મલેહોઅનંતવીરજઅનંતની, કૈંકહેવાયગુણગોઠ ॥ જેસુન-વાતહોનીતપટંતરરહે, કૈંતેનેનકહવાયકાંઇહોઠ ॥ ૪ ॥ અ૦ એકેનેહાથેહોતાલીકંઇનવીપડે, કૈંએકપખોજીમરાગ ॥ ઘાતા-નેઘેઇહોસેવકસાતાઉપજે, કાંઇવોસુધકહેશ્રીવીતરાગ ॥ ૫ ॥ અ૦ ઇતિ ॥

અથ શ્રીસુરપ્રભજિનસ્તવન ॥ વા૦ીહું ગોડીપાસને એદેશી ॥ જગતારણજિનજનકહે, એકારણકારજઉપચાર ॥ ભવીજન જોગનેજિનવરઉધરે, અભવ્યનેનહિપ્રતિકાર ભ-વીજન ॥ ૧ ॥ સુરપ્રભુનીસેવના, ભવોભવએહિતંકાર ભ૦

સુ૦ ઉતરસાધકેસિધીમંત્રને, પામેતેતતકાલ ભ૦ ઉત્તમઆ-લંબનેસીધીનું, પામેસુખરસાલ ભ૦॥૨॥સુ૦ચ્યારનિખેપાતા-હરા, ત્રિહુકાલેહીતકાર ભ૦ પુન્યાઢાપરતક્ષજોયો, પામ્યોસુ-ખશ્રીકાર ભ૦॥૩॥સુ૦ઇમઅનેકપ્રભુતાહરૂ, દરસણકરતાદેવ, ભ૦ ભવસાયરભુરીતરે, કરતાંત્હારીસેવ ભ૦॥૪॥સુ૦ વિર-વિમલગુરૂસીષની, વીનતીએવીતરાગ ભ૦ ભવભયભાવઠભા-ગીયે, મહરકરીમહાભાગ ભ૦ ॥૫॥ સુ૦ ઇતિ ॥

અથ શ્રીવીસાલજિનસ્તવન ॥ પયલોવધારોમાહરો, આવીઓસઇયાં એદેશી ॥ દેવવીસાલજિનતાહરે, પ્રસુસર-ખાસત્રુમીત ॥ પ્રભુપ્યારારેદરસણદીજિયે, પ્રભુઆલંબ્યા-નેઉધરે ॥ પ્રભુએઉતમનીરીત પ્ર૦ ॥ ૧ ॥ અરહટઘટીકાની-પરે, પ્રભુએસંસારમોઝાર પ્ર૦ ચડતાપડતાભવકરયા પ્ર૦ એમઅનંતીવાર પ્ર૦ ૨ દસેદ્રષ્ટાંતેદોહલો પ્ર૦ સોહલોનકહો-નાથ પ્ર૦ તેહુંનરભવપામીઓ પ્ર૦ સફલ કરોસસનાથ પ્ર૦ ૩ પંચમકાલેહુંપામીયો પ્ર૦ સામગ્રી સુધચ્યારેઅંગ પ્ર૦ ઉ-તમઅવસરઓલખી પ્ર૦ આવીરાખેરંગ પ્ર૦ ॥૪॥ ઘણાદિવ-સનીવીનતિ પ્ર૦ અવધારોજિનરાજ પ્ર૦ વિનીમલગુરૂસી-ષનાં પ્ર૦ સારોવંછિતકાજ પ્ર૦ ॥૫॥ ઇતિ ॥

અથ શ્રીવજ્રધરજિનસ્તવન ॥ ઉંચોચોરોરેચોવટો, મા-એમોરંગીખાટઆછેલાલ એદેશી ॥ સુરવરચીતસિંઘાસણે, બેસીવજ્રધરસામ ॥ આછેલાલઆણીવાણીરેજિનતણી, પાંત્રી-

સગુણેરેપરવડી ॥ વાણીવદયઉહામ ૧ આ૦ વાણીવિશ્વનની-વારણી, વાણીમોહ્યાઆવેલોક આ૦ સફરથાસવીમનતણી, છંડીસુણેથોકેથોક ॥૨॥ આ૦વાણીમીઠીરેમનોહર, પીતાંજાય-સઘલાપાપ આ૦ભવજલતારણબેડલી, નાસેસોગસંતાપ॥૩॥ આ૦ દરસણતાહરૂંરેદેખવા, લોયણથાયછેલોલ આ૦ જિમ-જિમસાંભરેરેચીતમાં,તિમતિમઆણંદકલ્લોલ ॥૪॥આ૦વિર-વીમલગુરૂસીષની, વિનતીએહજદેવ ॥ દેવદયાકરીદીજીયે, ભવભવતાહરીસેવ ॥ ૫ ॥ આ૦ ઇતિ ॥

અથ શ્રીચંદ્રાનનજિનસ્તવન ॥ વાંસલીવાજેરેત્રીણાર-ણઝણે એદેશી ॥ જિનજી મુઝમનમંદરપધારીયએ, જિનજી સેવકજીથારૂંજોઉસામ,જિણેસરઆવોરંગસેએ ॥ જિનજી કુકુ-મભઇકણુંવરકરૂંએ, જિનજીઅવસરઆત્રીરાખોમામ ॥ ૧ ॥ જિને૦જિ૦સગપણનેહતેઆ૦યેજાણીયએ જિ૦અડવડેહિયરે-આધાર જિ૦આપખજાનોઆપીઉધરેએ જિ૦ સજ્જનજનને-હીતકારા॥૨॥જિ૦જિ૦નેકનજરેપ્રભુતાહરીજિ૦કરૂં કરૂં કુડ-બજાયદુર જિ૦સજ્જનમેલાવોહોયમુલગોએ જિ૦ વાજેએમં-ગલતુર જિ૦॥૩॥જિ૦આતમરાજારંગમોલમાંએ જિ૦ સીવ-સુંદરીધરીનેહ જિ૦ ચીદાનંદપ્રહાસુખઅનુભવેએ જિ૦ અ-વિચલજોડીગુણગેહ ॥૪॥ જિ૦ જિ૦ચંદ્રાનંનચીતચાહીનેએ, જિ૦ દરસણદીઓએકવાર જિ૦ વિરવીમલગુરૂસીષનીએ, વંદણાએવારોવાર જિ૦જિ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

અથ શ્રીચંદ્રબાહુજિનસ્તવન ॥ રાજાનહીમલે એદેશી॥ ચંદ્રબાહુમુઝમંદરવાસ, રંગભરઆવીરહોઆવાસ ॥ જિનજીસાંભલો, મુજમનમંદરપામીસામ ॥ મનમસકરૂજોઉકરેકેવાંકામા॥૧॥જિ૦ મારૂતથીએમનડુજોર, છાનોરહિએધરમેંચોર જિ૦ ખીણમેંખાત્રદેયેએહ,અખયખજાનોકાઢેજેહ ॥૨॥ જિ૦ આલપંપાલઅજોડેજોડ, ધરમેંબેઠોબંધેકેઇકોડ જિ૦ અણદીઠુઅણસાંભલ્યુંકાન, ધાઇઆવેંતેહજધ્યાન ॥૩॥જિ૦ માછીગરજિમગુંથેજાલ, એહનેએહજઅનાદનોઢાલ જિ૦ આઠપહોરઅટતુરહેએહ, ગમણાગમણનોનાવેછેહ ॥૪॥ જિ૦ દુર રહે કેમમલેએધાત,આપ આપેમલેકરસુંવાતજિ૦વિરવીમલગુરૂસીષનીવાણ, વીસુધવચનકરોપ્રમાણ ॥૫॥જિ૦ ઇતિ॥

---

અથ શ્રીભુજંગજિનસ્તવન ॥ અરજઅરજસુણોનેરૂડરાજીયાહોજી એદેશી॥દરસણદરસણદેઇરૂડારાજીયાહોલાલ, વંદાવોએકવાર, ચરણચરણકમલફરસનકરીહોલાલસફલકરૂંઅવતાર ॥૧॥દ૦ ગમણાગમણાગમણીવીધાનહિહોલાલ, જેઆવુંતુમહજુર ॥ દરિઆદરિઆડુંગરઆડાઘણાહોલાલ, વાટવીષમપંથદુર ॥૨॥દ૦આઠઆઠકરમઆડાડુંગરાહોલાલ,મોટોમોહનીરાગા॥પુદગલપુદગલસુંપ્યારોરાડુહોલાલ, દુઃકરતારોસંજોગ॥૩॥દ૦દ્રવ્યદ્રવ્યદરસણકીધાંઘણાંહોલાલ,ભાવદરસણવીચારા॥ભાવ ભાવ દરસણભાવઠહરેહોલાલ,તેતોઅનુભવસાર ॥૪॥દ૦ભુજંગભુજ ગદેવભવ્યપ્રાણીનેંહોલાલ,તારણતરણજ-

હાજ ॥ વિરવિરવિસુધેવધીવીનવેહોલાલ, તારોશ્રીજિનરાજ ॥ ૫ ॥ ઇ૦ ઇતિ ॥

અથ શ્રીઇશ્વરજિનસ્તવન ॥ જિહોલાલ એદેશી ॥ પ્રહઉઠીપ્રભાત, સુચિકરિપ્રણીપાતજીહોલાલ ॥ વંદુઇશ્વરસ્વામીનેંજી ॥ ૧ ॥ દેખતદેવદયાલ, પાપગયાંપયાલ જી૦ આજમનોરથમુઝફલ્યાજી ॥૨॥ભવ્યહોયજેનરનાર,પ્રભુપધારયાધરબાર જી૦ દાંનદયાઉલટધરીજી ॥૩॥ વરસીદાનદિયેજગનાથ, ભવ્યહોયતેમાંડેહાથ જી૦અભવ્યનેજેગમલેનહિજી ॥૪॥ ધનહુંમાનુમુજ, દરસણદેખીતુજ જી૦ વીસુધમનવંદણુથયુંજી ॥૫॥ઇતિ॥

---

અથ શ્રીનેમીપ્રભજિનસ્તવન ॥ જગજીવનજગવાંલહો એદેશી ॥ શશીવંદનજિનસોલમો, સોહેસોવનવાનલાલરે,ગૂણગણમણીઆગરો ॥ નીરમલજેહનુંધ્યાન લા૦॥૧॥ અંકલસરૂપીમનવસો, ॥એઆંકણી॥ હુંરાગીરસરૂપનો, તુંનીરાગીનીરબંધ લા૦ હુંપુદગલેપ્યારોરહુ, કેમમલેતેસંધ લા૦ ॥૨॥ અ૦ હુંનીરગુણુપણુતાહરો, સેવકકહાવુંસામ લા૦ રથઅંબુગંગાભલું, ગંગાજલથઉનામ લા૦ ॥૩॥અ૦જગજસવાદપ્રભુતાહરો, જયુંજગજીવનતોય લા૦ દાતાણીરૂદતાહરૂ, અવરનહિજગકોય લા૦ ॥૪॥અ૦ગુણુઅવગુણુગુણીનવીગણે, જિમપુષ્કરવરમેહ લા૦ શ્રીનેમીનીરંજનકીજીયે, વીરવીસુધગુણુગેહ લા૦ ॥ ૫ ॥ અ૦ ઇતિ ॥

અથ શ્રીવિરસેનજિનસ્તવન ॥ મમકરોમાયાકાયાકારમીએદેશી ॥ સેવનાશ્રીજિનરાજની, ફીજીયેકહોકેઇરીતરે ॥ અંતરાયપગપગેએકરે,સાંભલોશ્રીજગમીતરે ॥૧॥સે૦ એઆંકણી ॥ આઠનોઠાઠસહુસાંભલો,મેલત્રેકરમનાકાઠરે ॥ અંગઉપાંગજોઉસુખવિના, સીખત્રેપાપનાપાઠરે ॥૨॥ સે૦ દોષઅનાદિનાઆકગા, નવીતજેમાહરીકેડરે ॥ જિમજિમસુકૃતચીતધરૂં, તિમતિમમંડેએવેડરે ॥૩॥ સે૦ ક્ષુદ્રલોભભયદીનતા, અનાણુમછરાસઠરે ॥ આણંદએકસંસારમાં,સેવતાહોયએનેઠરે ॥૪॥ સે૦ ધરમધરમીનિવીવેચણા, સંસારસીવસમભાવરે ॥ સેવનાસફલેએતાહરિ, ઉતરેમોહમદતાવરે ॥૫॥સે૦વીસુધવીરરસેનસેવના, આદરોત્રિકર્ણયોગરે ॥ સરવસુખમુલઅનુકુલ, એમેલવેસીવસંયોગરે ॥૬॥ સે૦ ઇતિ ॥

અથ શ્રીમહાભદ્રજિનસ્તવન ॥ રાગપ્રભાતા ॥ તોરણુજીનવરઆવીયાએ એદેશી ॥ મોલોહીઓદેવરાયનાનંદ, સોભાગીજિનજીમોલોહીઓએ૦ આસકરીનેહુંઆવીઓએ, તુંપ્રભુદીનદયાલ સો૦ અનંતખજાનોપ્રભુતાહરેએ, આ૦યોહુંદાતાનિહાલ ॥૧॥ સો૦ આતમરિદ્ધેસહુસારીખાએ, કયમલહુતેહજસામ સો૦ ચરમનયણેકરીજોયતાંએ, કયમમલેતેહજઠામ ॥૨॥ સો૦હુંઅનાણોપ્રભુઆવરુએ, સસીરવીવાદલજેમ સો૦ આતમતાઆતમતણીએ, પામીયેકહોપ્રભુકેમ ॥૩॥સો૦ અનુભવઅંજણેઅંજીએયેએ, અંતરઉઘડીયાંનેણુ સો૦ શા૦

નહીવોઘટમાંહોયએ, દેખીએઆતમજેણ ॥ ૪ ॥ સો૦ મહા-ભદ્રજિનમાહરેએ, તાહરાંહોયેજોસેવ સો૦ વીરવીસુધેવલી વીનવેએ, માહરેતુહીજદેવ ॥ ૫ ॥ ઇતિ ॥

અથ શ્રીદેવજસાજિનસ્તવન ॥ રસીયાનીદેશી ॥ એમકિજેહોસુગુણસહોદરા, એસીતમારીરરીત ॥ સોભાગી એકનેઆલંબરેઅવિચલપદદિઓ, એકનેઉતાશરેચીત સો૦ ॥૧॥ એ૦જગચિંતામણીજગમાંતુંવડો, પુરેવંછીતકાજ સો૦ જગઉપગારીરેજગમાંજાગતો, અબનહીકોઇઅસ્રાજ સો૦॥૨॥ જગસથવાહરેજગમાંસહુ કહે, કહવાઓજગતનાનાથ સો૦ દેવજસાજિનસાહિબમેલીયે,સેવકસીવપુરસાથ સો૦॥૩॥એ૦ અખયઅરૂપીરેઆતમતાહરો, માહરેનહીરેફેર સો૦ કરમઅ-ટારીરેઅંતરબહુકરયો, કહિસરસબકહિમેર સો૦ ॥૪॥એ૦ ધનધનજીવતમાનીસમાહરૂ, દેખીસઆતમરૂપ સો૦ વિર-વીમલગુરુસીષનીસેવના, વીસુધહોજોરેઅનુપ સો૦ ॥ ૫ ॥ એ૦ ॥ ઇતિ ॥

અથ શ્રીઅજિતવીરજજિનસ્તવન ॥ મોતીનોઝુબ-ખઝુબખાનતફુલીની, નવરંગવાડોરે ॥ જગજીવોરે, કીજેવ-ધામણાંએદેશી ॥ આજસફલદિનમાહરો, મુજઅનુભવકલી-કાલગીરે ॥ જગજીવોરે કાજેવધામણાં ॥ મારૂઅજિતવીર-જજિનરાજને, મુજથુણવાનેલયલાગારે ॥ ૧॥જ૦બાહરેમંગ-લરંગવધામણાં, બંધાવોતોરણબારોરે જ૦ બચનીચંદનછ-

ડોદેવરાવિચે, બયનીગીતગાઉમનોહારોરે ॥ ૨ ॥ જ૦ વંદો-
વંદોરેકણીકારાણીને, જેણેજાયોએહવોપુતોરે જ૦ લલીલ-
લિકીજેલુછણાં, બલીહારીકનીકાસુતોરે ॥ ૩ ॥ જ૦ એહ-
જસીખોનએહજસાધો, અરિહંતપદ આરાધોરે જ૦ રિધિ-
સીધિઅઠલબ્ધિપ્રસિધિ, સુભગુણઠાણેવાધોરે ॥ ૪ ॥ જ૦
ધનધનતેનરનારને, ધનધનતેનીજિહારે જ૦ ગુણગણજિનરા-
જના, એથુણતાવોલેદિહારે ॥ ૫ ॥ જ૦ જેનરપાસેતેમુખ-
પાસે, જિનપદજિનપેંજાચુરે જ૦ વીરચીસુધપદએસમજ-
ગમેં, અવરનહિકોઆછુરે ॥ ૬ ॥ જ૦ ઇતિ ॥

અથ સામાન્યજિનસ્તવન ॥ તપસુરંગલાગ્યો એદેશી॥
સંપ્રતીકાલેવીચરેરે, વેહરમાનજિનવીસ ॥ જિનસુરંગલા-
ગ્યો, ચઉત્રીસઅતિસયેસોભતારે ॥ વાણીગુણપાંત્રાંસ ॥૧॥
જિન૦ રંગલાગ્યોકુંકુમચોલ જિન૦ ઉંચીત્રણસયપંચનીરે,
કંચનવરણીકાય જી૦ લાખચોરાસીપુરવનુંરે, એસ.વજિન-
નુંઆય ॥૨॥ જિ૦ દસદસલખકેવલધરારે, સરવમલીદોયકોડ
જિ૦ સાધુસહસદોયકોડનેરે, વંદુહુંકરજોડ ॥ ૩ ॥ જિ૦
સમોવસરણદેવેરચ્યુંરે, કુસુમવૃષ્ટબહુકીધ જિ૦ અંબર-
ગાજેદુંદુભીરે, વરઅસોકપ્રસીધ ॥ ૪ ॥ જિ૦ સિંહાસનમં-
ડતિહાંરે, ચામરછત્રધરંત જિ૦ દિવ્યધ્વનીદિયેદેસનારે,
પરખદબારસુણંત ॥ ૫ ॥ જિ૦ આદસમોસરણહોયેરે, ભ-
વિકજીવનેઆણંદ જિ૦ સંઘચતુરવીધીથાપનારે, થાપેસચ-

લજિણંદ ॥ ૬ ॥ જિ૦ ધનધનગામનગરપુરીરે, પાટણવન-
આરામ જિ૦ જીહાંજીહાંપ્રભુપગલાંધરેરે, પંચકલ્યાણકઠામ
॥૭॥ જિ૦ ધનધનનેનરનારિનેરે, જેસેવેજિનપાય જિ૦ વંદ-
ણનમણકરીત્રીશ્યુંરે, પ્રણમીપ્રમોદિતથાય ॥૮॥ જિ. ઇતિ ॥

રાગધન્યાસી ॥ જિનગુણમાલાગાઉરસાલા,રિધ્ધીરતસુ-
ભસાલાજી ॥ વિરવીમલગુરૂગુણરસાલા, સુભમણીનીમાલા-
જી ॥ ૧ ॥ જિનગુણગાયાઆતમસુખપાયા, હિયડેહરખન-
માયાજી ॥ શ્રીવીરવિમલગુરૂચરણપસાયા, ત્રિસુધજિનગુણ-
ગાયાજી ॥ ૨ ॥ સંવતઅઢારચ્યારસુકરમાસે, તત્વસુભગુરૂ-
ખાસજી ॥ પાલણપુરપ્રણમીપાર્શ્વજિન, ગુણગાયાઉલાસજી
॥ ૩ ॥ ઇતિ ॥ ૨૧ ॥ ઇતિ શ્રીવીસુધવિમલજી કૃત
વીસી સંપૂર્ણ ॥

---

## અથ શ્રીકાંતિવિજયજીકૃત વીશી.

—:*:—

અથ શ્રીમંધરસ્વામીસ્તવન, નૈનસલુણાંમનેનંદના-
રેલો એ દેશી ॥ શ્રીમંધરસુણોવીનતીરેલો, કાંઇઆજલગેહિ-
લમાંહતીરેલો ॥ મનભમરોઅતીલોભીઓરેલો, કાંઇપ્રભુશે-
વાશીરથોભીયોરેલો શ્રી૦ ॥ ૧ ॥ તુંત્રીભોવનનોમોડછેરેલો,
કાંઇમૂખદેખણમુમનકોડછેરેલો ॥ દેવનદીધીપાંખપ્રરેલો, કાંઇ-

ઠરિશણુચાહેઆંખડીરેલો ॥ ૨ ॥ શ્રી० મનજાણેઉડીમલુરેલો, કાંઇસાહિબસેવામાંમલુરેલો ॥ હેજેહલિતુઝસ્યુંહસ્યોરેલો, કાંઇતરણુતારણુહડવસ્યોરેલો ॥ ૩ ॥ શ્રી० મીઠડુંદરીશણુતાહરૂરેલો, કાંઇચીનડુંચોરયુંતિણેમાહરૂરેલો ॥ નેહીનીચારણુજેઅછેરેલો, કાંઇબાહિગ્રહ્યાનીલાજછેરેલો ॥ ૪ ॥ શ્રી० રંગલાગ્યોપ્રભુસ્યુતિસોરેલો, કાંઇચોલમજીઠનોછેજિસોરેલો ॥ વિશારયાકિમવિસરેરેલો, રાતદિવસભરિસાંભરેરેલો શ્રી० ॥ ૫ ॥ નવલસનેહીદુખકંદનારેલો. કાંઇજિનજીજગદાનંદનારેલો ॥ અવગુણતજિગુણલેખવોરેલો, કાંઇસેવકદિલભરિદેખવોરેલો શ્રી० ॥ ૬ ॥ તુપ્રભુજીવનજોડછેરેલો કાંઇસેવામાંસીખોડછેરેલો ॥ કાંતિવિજયજિનજીમહ્યારેલો, કાંઇ મ્હેંમાગ્યાપાશાઢલ્યારેલો ॥ શ્રી० ॥૭॥ ઇતિ ॥

અથ શ્રીયુગમંધરસ્તવન ॥ કોઇલોપરબતધુંધલોરેલો એદેશી ॥ વિરહમાનબીજાસુણોરેલો, યુગમંધરઅરદાસરે ॥ ચતુરજિનભગવંતતોઉદેખીયેરેલો, આપણપોજેહાસરે ચ० ॥૧॥ મનમાન્યુંમહારાજસ્યુંરેલો, એ આંકણી॥ અવરનઆવે, દાયરે ચ० ગંગાજલમાંજેરમ્યારેલો, તેકીમછીલરજાયરે ચ० ॥ ૨ ॥ મ० સેવાસમરથહુંસદારેલો, તેતોનપૂરીઆસરે ચ० તોપણતુઝસ્યુંમાહરેરેલો, અધીકોછેવેશાસરે ચ० ॥ ૩ ॥ મ० નીગુણોગુણવંતનેમલ્યોરેલો, છેહનદીજેદેવરે ચ० ખાંડાવાંકોચાંદલોરેલો, શીસધરેમહાદેવરે ચ० ॥ ૪ ॥ મ० સાચો-

ભરૂસોતાહરેરેલો, મુઝમનત્રીસવાવીસરે ચ૦ આસવીલુધા-પાલીયેંરેલો, અતુલીબલજગદીસરે ચ૦ ॥ ૫ ॥ મ૦ ઉના-હિભેટણભલીરેલો, ક્રીધાકોડઉપાયરે ચ૦ જ્ઞાનનજરદેખીહવે-રેલો, ઘોહરસણમહારાયરે ચ૦ ॥ ૬ ॥ મ૦ સાહિબશેત્રાક-રતડારેલો, એકપખીકીમહોયરે ચ૦ પ્રેમવધારણકાંતિનેરેલો, દીલભરિસાહમુંજોયરે ચ૦ ॥ ૭ ॥ મ૦ ઇતિ ॥

અથ શ્રીબાહુજિનગીત ॥ ધણરાઢોલા એદેશી ॥ બાહૂ-જિણેસરમનવશેરે, હેજાલોજિનરાય ॥ ત્રીભોવનસાચા, સાચા સાચાહોજિણંદગુણસાચા, મણીજાચામહારાજામણીજાચા ॥ આછાજગશીરતાજ,ત્રીભોવનસાચા ॥ એઆંકણી ॥૧॥ ઓ-લગમંડિઓલગુરે, આણામનએકતાર ત્રિ૦ તેતોછોડયોજગ-ધણીરે, જાવેકિમહરબાર ત્રિ૦ ॥ ૨ ॥ ગુણદેખાડીમોલગ્યોરે, તે જાયેકિમદુરત્રિ૦મનમેલૂગુણઆગલારે,રાખોહાસહજુરત્રિ૦ ॥૩॥ આજદીવસલગેતાહરીરે,મેંનવીલોપીઆણ ત્રિ૦મનભા-ગણતુઝકોમહ્યોરે, તેણેકરીમનનીતાંણ ત્રિ૦॥ ૪ ॥ તુંકીમ-ચીતથીઉતરેરે, આતમનોઆધાર ત્રિ૦ જુડોહોયતોદેખજ્યારે, નેહનિજરકિરતાર ત્રિ૦ ॥ ૫ ॥ જોહૂવેનયણમેલાવડુંરે, તોલ-હીયેંસંતોષ ત્રિ૦ દેવ અઢારે વાશીયારે, પ્રદેશે વીણ દોષ ત્રિ૦ ॥ ૬ ॥ કાંતિવીજયપ્રભુમાહરોરે, પ્રેમધરીની-સદીહ ત્રિ૦ વંછીતફલ્યાહાંનનીરે, તેહવાલીછેલીહ ત્રિ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

અથ શ્રીસુબાહુજિનગીત ॥ નાંનાનાહલાનીદેશી ॥
દેવસુબાહુમોહનારે, જયવંતાજગનાથ ॥ વાહલાસાંભલોરે, ભવજલનાધીમાંબુડતાંરે, રાખોસાહીહાથ વા૦ ॥ ૧ ॥ જે પોતાનોજાણસ્યોરે, તોકરશોશંભાલ વા૦ સોભાલહિસ્યોલોકમાંરે, પાલંતાંનિજબાલ ॥ ૨ ॥ વા૦ લોયણનરસેદેખવારે. રતિનલહિદીનરાત વા૦ ઉતકંઠામીલવાતણીરે, હઇડામાંનસમાત ॥ ૩ ॥ વા૦ખીણખીણહોયઆસંગલોરે, સંભારયાવારંવાર વા૦ વીંછડીઆંનિવેહનારે, જાણુંતુંકીરતાર ॥ ૪ ॥ વા૦ આસંગેકરીહેલવ્યારે, પોષ્યાંચઢાવિલાડ વા૦ તેછોડેકિમજેહનારે, નેહેભેવાંલાડ ॥ ૫ ॥ વા૦ કાંઇકહાવોજગધણીરે, સેવકમુખથીઆજ વા૦ હીતત્રીનતીવલીત્રણીરે, કેહતાઆવેલાજ ॥ ૬ ॥ વા૦ મોહલુભાંણાંમનતણ્યાંરે, અતીલવેનકોજેરીસ વા૦ પ્રેમપ્રગટપ્રકાસતાંરે, કાંતિલહિયજગીસ ॥ ૭ ॥ વા૦ ઇતિ ॥

અથ શ્રીસુજાતસ્વામીસ્તવન ॥ થેતોરજનીરમીનેકોહાંથીઆવ્યામુખનેમરકલડે એદેશી ॥ સ્વામીસુજાતગુણવંતાજી જિવનસાંભલો, મહીમાનિધીભગવંતાજી જી૦ મનચોરીરહ્યાદુરેજી જી૦ તોમનઇછાકુણપુરેજી જી૦ ॥ ૧ ॥ ઇમકેતાદીનચાલેજી જી૦ કરતાંમુખનેહાલેજી જી૦ ખજમતિમાંસીખામીજી જી૦ દેખાડાતોસ્વામીજી જી૦ ॥ ૨ ॥ દેસ્યોવંછીતસાચુંજી જી૦ બીજેતોનવીજાચુંજી જી૦ સમર-

પગજલસુપૂરૈર્હિમઘટૈઃ । સુભદ્રશ્રીપુષ્પા ક્ષતફલસુરાલઘુતિકરૈ-ર્યજામસ્તં દેવં જિનપતિમહો મંગલકરમ ॥ ૧ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મ-જરામૃત્યુનિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલાદિકં યજામહે સ્વાહા ॥ ૧ ॥

---

# શ્રી અજિતનાથજિન પૂજા.

॥ દોહા ॥ વિજયામાત સુજાતકી, પૂજા શિવસુખદાય । પરમાનંદ ભાવેં કરેં, જન્મ મરણ મિટ જાય ॥ ૧ ॥

સોરઠ—સદ્ગુરૂ ચરણવિના અજ્ઞાન તિમીર ટળસે નહિરે દેશી.

જિનવર સરણ વિના સંસાર ભ્રમણ ટલસે નહીં રે ॥ જન્મ મરણ દેનારૂં કર્મ બીજ જલસે નહીં રે ॥અંચલી॥ જિન વચનામૃત પાન વિના, સત્યાસત્યકે જ્ઞાન વિના, બલસે નહી રે ॥ જિ૦ ॥ ૧ ॥ ભવ ભય હારક ભાન વિના, પ્રભુ પરમાતમ ગાન વિના, શુભ મન આતમ માન વિના, ચલસે નહીં રે ॥ જિ૦ ૨ ॥ શુભ ગુરુ દેવ વિજ્ઞાન વિના, ધરમ યથારથ જાણ વિના, સમકિત ભેદ પિછાણ વિના, પલસે નહીં રે ॥ ॥ જિ૦ ॥ ૩ ॥ સુરનર પૂજિત નાણ વિના, અઠદશ દોષકે હાણ વિના, પૂજા પ્રભુકી આણ વિના, ફલસે નહીં રે ॥ જિ૦

॥ ૪ ॥ નિજગુણ આતમ ખાન વિના, વલ્લભ વિર વખાન વિના, અજિત જિનેસર દાન વિના, મલસે નહિં રે ॥જિ૦॥ ॥ ૫ ॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત્ ।

---

## શ્રી સંભવનાથજિન પૂજા.

॥ દોહા ॥ જિતારિ સંભવ પ્રભુ, શ્રી સંભવ જિન દેવ । સુર સુરપતિ નર નરપતિ, કરતે નિશદિન સેવ ॥ ૧ ॥ મૂલ અતિશય ચાર હૈં, પ્રતિહાર્ય સુર આઠ । જ્ઞાન અનંતા જાનિયે, જ્ઞાનાતિશય ઠાઠ ॥ ૨ ॥

( બરવાં, તાલ–કહેરવા ધન ધન વો જગમેં નરનાર – દેશી )

શ્રીશ્રીશ્રી સંભવ જિનરાજ, પૂજા કરો કરાવો ભાવે શ્રી શ્રી શ્રી સંભવ જિનરાજ ॥ અંચલી ॥ પૂજા હૈ પ્રભુકી રંગરેલ, દેવે મુક્તિ પુરી મેં મેલ । પાવે નિજગુણ આતમ ખેલ, નહીં ફિર જન્મ મરણકો પાવે ॥ ૧ ॥ દૂજા મુલ અતિશય જાન, પૂજાતિશય સુંદર માન । જસ ચઉતીસ ભેદ વખાન, જિનાગમમેં ગણધર ફરમાવે ॥ શ્રી૦ ॥ ૨ ॥ જનમે પ્રભુ અતિશય ચાર, ક્ષય ઘાતિ કર્મ અગિયાર । કિયે ઉગણીસ દેવ વિચાર, સુરાસુર નર નારી ગુણ ગાવે ॥ શ્રી૦ ॥ ૩ ॥ તીજા વાચાતિશય સાર, ભેદ પણ તીસ મનમેં ધાર । એક યોજનમેં વિસ્તાર, સમજ નિજ નિજ ભાષામેં આવે ॥

॥ શ્રી૦ ॥ ૪ ॥ આતમ લક્ષ્મી દાતાર, પ્રભુ પૂજો લહો ભવ-પાર । હર્ષ વીર વચન આધાર, ચરણમેં વલ્લભ સીસ ન-માવે ॥ શ્રી૦ ॥ ૫ ॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત ।

---

## શ્રી અભિનન્દનસ્વામિ પૂજા.

॥ દોહા ॥ ચૌથા અતિશય જાનિયે, અપાય અપગમ નામ । અભિનંદન ચૌથા પ્રભુ, પૂજો અતિશય ધામ ॥ ૧ ॥

( રાગ માલકોશ ) નવણ કરો જિનચંદ આનંદ ભર-દેશી

પૂજન કરો અભિનંદ આનંદભર, પૂજન૦ । અંચલી । સંવરનંદન વંદન પૂજન, કાટે કલિમલ ફંદ ॥ આ૦ ॥ ૧ ॥ જગદભિનંદન જગહિતકારી, ભવભવ દુરિત નિકંદ ॥આ૦॥ ॥ ૨ ॥ લોકાલોક પ્રકાશક જિનવર, જિમ ગમને રવિચંદ ॥ ॥ આ૦॥ ૩ ॥ વાંછિત પૂરણ અંતર્યામી, ચિદઘન આનંદ કંદ ॥ આ૦॥ ૪ ॥ આતમ લક્ષ્મી વીર વચનસે, વલ્લભ હર્ષ અમંદ ॥ આ૦ ॥ ૫ ॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત ॥

---

## શ્રી સુમતિનાથસ્વામીજિન પૂજા

॥ દોહા ॥ પંચમ સુમતિ નાથજી, સુમતિ તણા ભંડાર । પંચમ ગતિ દાયક પ્રભુ, પંચમ નાણ દાતાર ॥ ૧ ॥

॥ માઢ ॥ તાલ દાદરા ॥ ચાલ—મોરે ગમકા તરાના ॥

સુમતિજિન વંદો પાપ નિકંદો ભવજલ તારણહાર। પ્રભુપૂજા અમંદો હોવે આનંદો શિવસુખકંદો ભવજલ તારણહાર ॥ અંચલી ॥ રાગ ગયો ગયો દ્વેષ ગયો ગયો, મોહ ગયો ગયો ભાગ। રજત કનક મણિ તિગડું સોહે, તિસકારણ મહા ભાગ ॥ પ્રભુ૦ ॥ ૧ ॥ કનક કમલ સુર વિરચિત ઊપર, નિર્મળ પાય ઠવંત। વિચરંતા અવનિ તલેરે, મોહરિપુ ભગવંત ॥ પ્રભુ૦ ॥૨॥ સંસાર પાર ઉતારણીરે વાણી જસ સ્યાદ્વાદ। કુમતિ મદ તરૂ દારણી રે, સુમતિ મન આસ્વાદ ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ જીવ ભવિ પ્રતિબોધતારે, અજ્ઞતિમિર કરી નાશ॥ રત્નત્રયી કંઠે ઠવીરે, ઝગમગ જ્યોતિ પ્રકાશ ॥ પ્રભુ ॥ ૪ ॥ આતમ લક્ષ્મી નિજગુણ પ્રગટે, પૂજન હર્ષ અમાન। અપુનરાવૃત્તિ પદ મિલેરે, વલ્લભ વિર પ્રમાન ॥ ॥ પ્રભુ૦ ॥ ૫ ॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત ॥

---

## શ્રી પદ્મપ્રભસ્વામિ પૂજા.

॥ દોહા ॥ છઠ્ઠા જિન શ્રીપદ્મપ્રભ, ષટ કાયા રખવાર।
પૂજો ભવિ ભક્તિ કરી, સુખ સંપદ દાતાર ॥ ૧ ॥

॥ દક્ષણી ઠુમરી ॥ જાવો જાવો નેમિ પ્રિયા થારી ગતિ જાનિરે દેશી ॥

પદમ પ્રભુકી પૂજા શિવસુખ દાનીરે ॥ ૫૦ ॥અંચલી॥

પ્રભુ મુખ દેખી ચંદ, પાવત ભવિ આનંદ । સુરાસુર નર મુનિ પતિ ગુણ ખાની રે ॥ ૫૦॥ ૧ ॥ શુદ્ધ ભાવ ચિત્ત સ્થિર, પૂજત જિનંદ ધીર । આનંદ પરમ લહે ભક્તિ મન આની રે ॥ ૫૦ ॥૨॥ હરસ દુરિત જાવે, રોગ સોગ પાસે નાવે । અ-શોક પ્રથમ પાડિ હેર તરૂ માનીરે ॥ ૫૦ ॥ ૩ ॥ વચન પિ-યુષ જિન ભવિજન, કરે દાન ધર નૃપ કુલ નભ દિનમણિ જ્ઞાનીરે ॥ ૫૦ ॥ ૪ ॥ આતમ અનૂપ રૂપ, નિજ ગુણ ધર ભૂપ । વલ્લભ હર્ષ મન વીર વાનીજાની રે ॥ ૫૦ ॥૫॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત્

---

## શ્રી સુપાર્શ્વનાથજિન પૂજા,

॥ દોહા ॥ શ્રી સુપાર્શ્વજિન સેવિયે, સપ્તમ શ્રી અરિ-હંત । સાતોં ભયકો ટારકે, પામે ભવકો અંત ॥ ૧ ॥

રાગ શ્યામ કલ્યાણ.

પ્રભુ પૂજન ભવિજન હિતકારા ॥ અંચલિ ॥ જલ થલ કુસુમ સુગંધી મહકે, પાંચ વરણ મનોહારા ॥ પ્ર૦ ॥ ૧ ॥ સુરવૃષ્ટિ જિન સુમના સેવે, પાવે ભવ નિસ્તારા ॥ પ્ર૦ ॥૨॥ દિવ્ય ધ્વનિ સુર નર મન મોહે, સુસ્વર રાગ સુતારા ॥પ્ર૦॥ ॥ ૩ ॥ પૃથ્વી નંદન પૂજન વંદન, આનંદ મંગલકારા ॥ ॥ પ્ર૦ ॥ ૪ ॥ આતમ લક્ષ્મી હર્ષ ધરીને, વલ્લભ વીર આ-ધારા ॥ પ્ર૦ ॥ ૫ ॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત્ ॥

---

# શ્રી ચંદ્રપ્રભસ્વામી પૂજા.

॥ દોહા ॥ ચંદ્રપ્રભજિન આઠમા, પૂજો ભવિ ચિત્ત લાય । અષ્ટ કરમ દૂરેં ટરેં, અષ્ટમ શુભગતિ થાય ॥ ૧ ।

॥ ગઝલ તાલ કવાલી ॥ ચાલ–નાટક આસક તો હો ચુકા હુ ॥

પૂજન તો હો રહાહૈ, ચાહે તારો યા ન તારો ॥ અં૦ ॥ ચંદા પ્રભુજી સ્વામી, કરો રૂપ નિજધામી । તુમ શરણા હો રહાહ, ચાહે તારો યા ન તારો ॥ ૧ ॥ યતિ શ્રાદ્ધ ધર્મ ભેદે, વદે નામ તીર્થ વેદે ॥ ચામર દો હો રહાહૈ, ચાહે તારો યા ન તારો ॥ ૨ ॥ અરિ બાહ્ય ઔર અંદર, સબ જીતે હૈં જિનેં-દર । સામ્રાજ્ય હોરહાહૈ, ચાહે તારો યા ન તારો ॥ ૩ ॥ આસન સિંહ સોહે, ભવિ જીવ મન મોહે । આનંદ હો રહા હૈ, ચાહે તારો યા ન તારો ॥ ૪ ॥ આતમ લક્ષ્મી દાતા, વલ્લભ વીર ગાતા ॥ દિલ હર્ષ હોરહાહૈ, ચાહે તારો યા ન તારો ॥ ૫ ॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત ॥

---

# શ્રી સુવિધનાથ જિન પુજા.

[illegible] ॥ નવમ સુવિધ જિન પૂજિયે, નવનિધિ સુવિધિ ધરંત । [illegible] ગુપ્તિ નવ સાધકે, નવ નવ ભવ ન કરંત ॥૧॥

॥ દેશી વણઝારેકી ॥

શ્રીસુવિધિ જિનંદ સુખકારી, પ્રભુ પૂજા પાર ઉતારી ॥ ॥ અંચલી ॥ દ્વાદશ તરણિ જીપંતુ, ભા મંડલ પુઠ દિપંતુ। ષષ્ઠમ પાડિહેર વિહારી ॥ પ્ર૦ ॥ ૧ ॥ મોક્ષ સાથ વાહ મન લાવી, સેવો શિવ અર્થે આવી। ઇમ દુંદુભિ શબ્દ ઉચ્ચારી ॥ પ્ર૦ ૨ ॥ પ્રભુ સમ નહી અન્ય કોઇ પ્રાણી, તીન જગતમેં દાની જ્ઞાની। તીન છત્ર પ્રભુ શિર ધારી ॥ પ્ર૦ ॥ ૩ ॥ ઇમ અડ પાડી હેર કહાવે, પ્રભુ પાસે નિત સુર ઠાવે। સેવે સુરનર અમરી નારી ॥ પ્ર૦ ॥ ૪ ॥ આતમ લક્ષ્મી ગુણ ભારી, ધારે પ્રભુ હર્ષ અપારી। વલ્લભ મન વીર પધારી ॥ ॥ પ્ર૦ ॥ ૫। કાવ્ય તથા મંત્ર પૂર્વવત્ ॥

---

## શ્રી શીતલનાથ જિનપૂજા.

॥ દોહા. ॥

દશમા શીતલનાથજી, દશ યતિધર્મ પુનીત। કામ દશા દશ ટારવા, પૂજો આગમ રીત ॥ ૧ ॥

॥ રાગ–પીલૂ ખ્યાલ–ટપ્પા ॥

મેરે જિનંદ શીતલ મહારાયા। પૂજન ચિદઘન રુપ કરી રે ॥ મેરે૦ અં૦ ॥ શીતલ ચંદનસે પ્રભુ થારી ॥ શીતલતા અતિ જાઉં બલિહારી। ચંદન શીતલતા આણકારી। તુમ અંતર કેરનાર, કરમ હરનાર, કે મુઝે અબ ચાહ ખરીરે ॥

મેરે૦ ॥ ૧ ॥ કર કરૂણા ભંડારી । કરુણાસાગર અભિધા ધારી । મૈં સેવક આયો તુમ દ્વારી । બિરૂદ નિવાહો રાજ, મેરે શિરતાજ, કે વિપદા દૂર હરીરે ॥ મેરે૦ ॥ ૨ ॥ દોષ નહીં ગુણવૃંદ આધારી । જિનવર બ્રહ્મા શંભુ મુરારી । આતમ લક્ષ્મી હર્ષ અપારી । વલ્લભ વીર સનાથ, મુક્તિકા સાથ, કે આનંદરુપ વરીરે ॥ મેરે૦ ॥૩॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત્ ॥

---

## શ્રીશ્રેયાંસનાથ જિનપૂજા.

॥ દોહા ॥ શ્રીશ્રેયાંશ જિનેસરુ, પદકજ મધુકર હોય । આતમ શ્રેયસ સાધિયે, જન્મ મરણ મિટે દોય ॥ ૧ ॥

॥ કેશરીયાથાસું પ્રીત લગીરે ॥ દેશી ॥

શ્રેયાંસ જિનંદકી પૂજા કરૂંરે શુભ ભાવસે । અં૦ । ગજવર મન રેવા નદીરે, સીતા મન શ્રીરામ । લક્ષ્મી મન વિષ્ણુ વસેરે, ગિરિજા મન શિવ નામરે શ્રેયાંસ જિનંદકી પૂજા કરૂંરે શુભ ભાવસે ॥ ૧ ॥ મધુકર મનમેં માલતીરે, ચકવા મન દિન ઈંદ । તિમ મુઝ મન તુમહી વસેરે, શ્રીશ્રેયાંસ જિનંદરે શ્રેયાંસ જિનંદકી પૂજા કરૂંરે શુભ ભાવસે ॥ ॥ ૨ ॥ શાંત રસે નયનાં ભરેરે, મુખ કજ અતિહી પ્રસન્ન । રાગ દ્વેષ રંચક નહીંરે, પ્રભુજી તુમ પ્રસન્નરે શ્રેયાંસ જિનંદકી પૂજા કરૂંરે શુભ ભાવસે ॥૩॥ અંક બિના ક્યા શોભતો રે, શસ્ત્ર બિના પ્રભુ હાથ । નિસ્તારણ તુમહી પ્રભુરે,

વીતરાગ જગ નાથરે શ્રેયાંસ જિનંદકી પૂજા કરૂંરે શુભભાવસે ॥૪॥ આતમ લક્ષ્મી દેખકે રે, હોવે હર્ષ આનંદ । જિન પૂજા ફલ એ સહિરે, વલ્લભ વીર જિનંદરે શ્રેયાંસ જિનંદકી પૂજા કરૂંરે શુભ ભાવસે ॥ ૫ ॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત્॥

---

## શ્રી વાસુપૂજ્ય જિનપૂજા.

॥ દોહા ॥ પૂજો જિનવર બારમા, ઉપદેસે અંગ બાર ।
દ્વાદશ વ્રત શ્રાવક તણા, દ્વાદશ પ્રતિમા સાર ॥

॥ રાગ-જયજયવંતી ॥ તું હૈં એક પ્યારો પ્રાણ ॥ દેશી ॥

વાસુ પૂજ્ય પૂજો પ્રાણી, પ્રભુ હૈ અનંત જ્ઞાની । પ્રભુ સબ ગુણખાની, જીવકો સરણ હૈ ॥ વા૦ ૧ ॥ પ્રભુ પ્યારો પ્રાણ જાન, આતમ આધાર માન । પ્રભુકે હી શુભ ધ્યાન, મિટત મરન હૈ ॥ વા૦ ૨ ॥ દાતા નિર્ભય દાન, દાતા શિવ સુખ થાન । પ્રભુકો ભવિ પિછાન, તારન તરન હૈ ॥વા૦ ૩॥ વસુપૂજ્ય રાય તાત, જયા રાણી માત જાત । સુર નર દિન રાત, પૂજત ચરન હૈ ॥વા૦ ૪॥ આતમ આનંદ ચંદ, જિન લક્ષ્મી હર્ષ કંદ । વીર ગુણ કટે ફંદ, વલ્લભ પ્રરન હૈ ॥વા૦૫॥ । કાવ્ય તથા મંત્ર પૂર્વવત્ ।

## શ્રી વિમલનાથ જિન પૂજા.

॥ દોહા ॥ વિમલ ચરણ ધારી પ્રભુ, વિમલનાથ ભગવંત। વિમલ વિમલ પોતે થયા, સેવક વિમલ કરંત ॥૧॥

॥ રાગ સીહા કાનડા ॥

પૂજન વિમલ જિનેશ્વર કીજે, પૂજન૦ ॥ અંચલી ॥ સુર નર મુનિ જસ ચરન પરત હૈ, કરમ ભરમ સબ ઝટ પટ છીજે ॥ પૂ૦ ૧ ॥ તુમ સમ જિન નહીં ઔર ધરત હૈ, ઉપશમ રસ સજ્જન મન રીજે ॥ પૂ૦ ૨ ॥ કોઇ સંગ નારી કોઇ નાચ કરત હૈ, દેખત ભવિ જનકો મન ખીજે ॥પૂ૦ ૩॥ ભવજલ જો નહીં આપ તરત હૈ, સેવક કો વો કયા ફલ દીજે ॥ પૂ૦ ૪ ॥ આતમ લક્ષ્મી હર્ષ ભરત હૈ, વલ્લભ વીર વચન રસ પીજે પૂ૦ ૫ ॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત્॥

---

## શ્રી અનંતનાથ જિનપૂજા.

॥ દોહા ॥ અનંતનાથ પ્રભુ પૂજિએ, ચઉદસમા જિનદેવ। ચાર અનંતા પામિએ, સુર નર ગણ કરે સેવ ॥ ૧ ॥

॥ રાગ ભૈરવી ॥ લાગી લગન કહો કૈસે છૂટે ॥ દેશી ॥

અનંત જીનેશ્વર જગ પરમેશ્વર પ્રાણજીવન સુખ કંદો રે ॥ અનંત૦ અંચલિ ॥ જસ ગણધર મુનિવર ગણ મધુકર, સેવત પદ અરવિંદો રે સિંહસેન નૃપ નંદન વંદન, કરત સુરાસુર ઇંદા રે ॥ અનંત૦ ૧ ॥ જગ મંડલ સહુ નિર્મલ કા-

રણ, જિન શાસન નભ ચંદા રે । ઉદય ભયો ભવિ કુમુદ ખિંડાવન, સુયશા માતા નંદા રે ॥ અનંત૦ ૨ ॥ લોકાલોક અનંત દ્રવ્ય ગુણ, પર્યાય પ્રગટ દિનંદા રે । સાર્થક નામ પ્રભુ તુમ કહીએ, અનંત અનંત આનંદા રે ॥ અનંત૦૩॥ દુરિત નિવારિણી પૂજા સુંદર, કાટે ભવ ભય ફંદા રે । આતમ લક્ષ્મી હર્ષ ધરીને, વલ્લભ વીર જિનંદા રે ॥ અનંત૦ ૪ ॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત્ ॥

---

## શ્રી ધર્મનાથ જિનપૂજા.

॥ દોહા ॥ દાયક નાયક સારથી, દેશક ધર્મ સુમિત્ર । ધર્મનાથ પ્રભુ પૂજિએ, મન વચ કાય પવિત્ર ॥૧॥

॥ વરવા તથા પહાડી । રસદી બૂંદાં પરી ॥

શ્રી ધર્મનાથ મહારાજ અર્ચન સુંદર બના ॥ અંચલી ॥ ધર્મનાથ પ્રભુ ધર્મ કહંતા, સાધુ શ્રાવક ભેદ લહંતા, સેવી થયે બહુ ભવિ ભગવંતા, વામી કર્મ સમાજ અર્ચન સુંદર બના ॥ શ્રી૦ ૧ ॥ ભવસાગર નિર્યામક ધારી, સાર્થવાહ ભવ અટવી ભારી, મહા ગોપ પદવી જિન સારી, મહા માહણ જિનરાજ અર્ચન સુંદર બના ॥શ્રી૦ ૨॥ દ્રવ્ય ભાવ દો પ્રાણ પિછાને, દ્રવ્ય પ્રાણ દશ જગમેં જાને, ભાવ પ્રાણ પ્રભુ ચાર વખાને, ચાર મિલે શિવરાજ અર્ચન સુંદર બના ॥ શ્રી૦ ૩ ॥ જ્ઞાન વીર્ય જીવન સુખ ધારી, ભાવ અનંતા ચાર

પ્રકારી, આતમલક્ષ્મી હર્ષ અપારી, વલ્લભ વીરસું કાજ અર્ચન સુંદર બના ॥ શ્રી૦ ૪ ॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત્ ॥

---

## શ્રી શાંતિનાથ જિનપૂજા.

॥ દોહા ॥ જગ શાંતિ પ્રગટાવવા, પ્રગટ ભયે જિનરાજ । શાંતિનાથ શાંતિ કરી, નામ લિયો મહારાજ ॥ ૧ ॥

॥ રાગ ગૌડી ॥ દેશી—વીર જિનેશ્વર સ્વામી ॥

શાંતિ જિનેશ્વર સ્વામી શિવંકર શાંતિ૦ અંચલિ ॥ અચિરા નંદન પૂજન વંદન, અચરા નંદ પદ પામી શિવંકર ॥ શાં૦ ૧ ॥ હિંસા ઝૂઠ ચોરી અરૂ ક્રીડા, હાસી રતિ ભય વામી શિવંકર ॥ શાં૦ ૨ ॥ ક્રોધ માન માયા મદ અરતિ, લોભ પ્રેમ હિયે દામી શિવંકર । શાં૦ ૩ ॥ મત્સર શોક અજ્ઞાનને નિદ્રા, અષ્ટાદશદોષ નામી શિવંકર । શાં૦ ૪ ॥ આતમ લક્ષ્મી હર્ષ અનુપમ, વલ્લભ વીર નમામિ શિવંકર ॥ શાં૦ ૫ ॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત્ ॥

---

## શ્રી કુંથુનાથ સ્વામી પૂજા.

॥ દોહા ॥ સત્તરમા જિન સેવિએ, કુંથુનાથ દયાલ । સંયમ સત્તર ભેદસું, ભાખે ત્રિભુવન પાલ ॥ ૧ ॥ પ્રભુ સમરણ લય લાઇએ, મન વંછિત ફલ થાય । ભવ તજી ભવિ શિવ પાઇએ, કુંથુજિનંદ ગુણ ગાય ॥ ૨ ॥

॥ श्री राग ॥

कुंथु जिन पूजा शिव तरु कंद, कुंथु० अंचलि ॥ गज- पुर षष्ठम चक्री सुखकर, श्री राणी सुर राजा नंद । जग उपकारी प्रभु हितकारी, सेवे सुर नर मुनि गण इंद ॥ कुंथ० १ ॥ रुधिरामिष गोपय सम नेतु, निरामय सुंदर तनु चंद । स्वेद रहित मल उज्जिजत कांति, श्वासोच्छ्वास सुगंध अरविंद ॥ कुं० २ ॥ विधि आहार निहार प्रभुकी, देखे नहीं छउमत्थ जन वृंद । आतम लक्ष्मी हर्ष अपूरव, वल्लभ वीर वचन विकसंद ॥ कुंथु० ३ ॥ काव्य तथा मंत्र पूर्ववत् ॥

---

## श्री अरनाथ स्वामी पूजा.

॥ दोहा ॥ अष्टादश शीलांगरथ, धारी प्रभु हजार । अष्टादशमें जिनेसरु, पूजी हो भवपार ॥ १ ॥ सुमति सं- यम उर धरी, कुमति संग निवार । अनुभव अमृत धा- रिये, वारिये विषय विकार ॥ २ ॥

॥ पीलु तथा भरवा ॥

प्रभु पूजन भवि अति सुखकारी, भव भव संकट दूर निवारी ॥ प्र० ॥ अंचलि ॥ श्री अरनाथ जिनंद महा- राया, धाति करम दृढ क्षय किये चारी । निर्मल लोकालोक

પ્રકાશી, પ્રગટ ભયો કેવલ ઉજ્યારી ॥ પ્ર૦ ॥ ૧ ॥ સુર નર તિર્યગ્ કોટાકોટી, સમવસરણ ભૂમિ મગ ભારી । અર્દ્ધ માગધિ વાણી ગામિની, યોજન નર સુર તિર્યગ ધારી ॥પ્ર૦ ૨ ॥ ભામંડલ પ્રભુ પુંઠે સોહે, રોગ ઉપદ્રવ દૂર નિવારી । આતમ લક્ષ્મી હર્ષ મનાવે, વલ્લભ વીર વચન અનુસારી ॥ પ્ર૦ ૩ ॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત્ ॥

---

## શ્રી મલ્લીનાથ જિનપૂજા.

॥ દોહા ॥ કુંભરાય કુલ ગગનમેં, સહસ કિરણ અવતાર । પૂજા મલ્લિજિનંદકી, ટારે ભવ અંધકાર ॥ ૧ ॥

॥ સોરઠ ॥ વીર જિન દીની માને એક જરી ॥ દેશી ॥

જિનવર પૂજા ભવપાર કરીન અંચલિ ॥ મલ્લિ જિનેશ્વર જગ પરમેશ્વર । તારણ તરણ તરી । જિનવર પૂજા૦ ॥ ૧ ॥ વૈરેતિ અતિ વૃષ્ટિ અવૃષ્ટિ । હોવે ન રોગ મરી । જિનવર પૂજા૦ ૨ ॥ દુર્ભિક્ષ સ્વપર દલભય નાસે । જિહાં પ્રભુ પાય ધરી । જિનવર પૂજા૦૩ ॥ પૂજક પૂજાસે પૂજ્ય હોવે । જિમ શ્રેણિકને હરિ । જિનવર પૂજા૦ ૪ ॥ આતમ લક્ષ્મી હર્ષ ચરણમેં । વલ્લભ વીર પરી । જિનવર પૂજા૦ ૫ ॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત્ ॥

# શ્રીમુનિસુવ્રતસ્વામિ પૂજા,

॥ દોહા ॥ મુનિસુવ્રત જિન વીસમા, મુનિસુવ્રત ભંડાર ।
પૂજો ભવિ શુભ ભાવસે, શિવ કમલા દાતાર ॥ ૧ ॥

॥ હોરી ॥ સિંધકાફી. ॥

કરરે કરરે કરરે કરરે મુનિ સુવ્રત જિન અર્ચન કરરે । અંચલી ॥ સરસ કમલ દલ નયન સુહંકર, વદંન શાંત શશધરરે । એકાદશ અતિશય જિન સોહે, ઓગણીસ કિએ સુર વરરે ૪ ॥ મુ૦ ૧ ॥ ધર્મપ્રકાશક ચક્ર આકાશે, ચાલે જિનવર પુરરે । ચામર ફટિક સિંહાસન સુંદર, પાદ પીઠ સહચરરે ૪ ॥ મુ૦ ૨ ॥ તીન છત્ર ધ્વજ વિજય પતાકા, ફરકે ફરરરર ફરરે । આતમ લક્ષ્મી હર્ષ બતાવે, વલ્લભ વીર સિમરરે ૪ ॥ મુનિ૦ ૩ ॥ । કાવ્ય તથા મંત્ર પૂર્વવત્ ।

---

# શ્રી નમિનાથજિન પૂજા.

નમિ જિનવર એક વીસમા, અંતર શત્રુ નમાય ॥ માન નમિ ભવિ પૂજિએ, થિર કરી મન વચ કાય ॥ ૧ ॥

હોરી આનંદ બહાર ॥ દેશી. ॥

પૂજો ભવિ ભગવંતરે, પ્રભુ બૈઠે મગનમેં ॥ અંચલી॥ કનક કમલ નવ ઊપરે રે, વિચરે પાય ઠવંત રે ॥ પ્રભુ૦

૧ ॥ રજત કનક ઔર રત્ન કે રે, પ્રાકાર તિગ સોહંત રે ॥ પ્રભુ૦ ૨ ॥ સમવસરણ પ્રભુ બૈઠતે રે, ચાર મુખ દિખંત રે ॥ પ્રભુ૦ ૩ ॥ આતમ લક્ષ્મી હર્ષસે રે, વલ્લભ વીર કહંત રે ॥ પ્રભુ૦ ૪ ॥ ।કાવ્ય તથા મંત્ર પૂર્વવત્ ।

---

## શ્રી નેમિનાથ જિન પૂજા.

॥ દોહા ॥ બ્રહ્મચારી પ્રભુ બાલસે, બાવીસમા જિનરાય । નેમિનાથ પરતાપસે, પાપ તાપ મિટજાય ॥ ૧ ॥

કવ્વાલી ।

પ્રભુ શ્રી નેમિ જિન પૂજન નશીબાંવર ભવિ પાવે । પ્રભુ૦ અંચલિ ॥ શિવાદેવી માતા નંદનકે, ભવિ નિશ દિન ગુણ ગાવે । તજી રાજુલસી નારી, કરી ક્ષય મોહ શિવ જાવે ॥ પ્રભુ૦ ૧ ॥ તરૂ અશોક નિત્ય છાયા, અધો મુખ કંટકા થાવે । તરૂ ગણ માર્ગમેં નમતે, ગગન ધ્વનિ દુંદુભિ બાવે ॥ પ્રભુ ૨ ॥ પવન સુખદાઇ ચલતીહૈ, પ્રદક્ષિણા પક્ષિગણ લાવે । આતમ લક્ષ્મી અતિ હર્ષે, વલ્લભ મન વીર ગુણ આવે ॥ પ્રભુ૦ ૩ ॥ કાવ્ય તથા મંત્ર પૂર્વવત્ ।

---

# શ્રી પાર્શ્વનાથજિન પૂજા.

॥ દોહા ॥ તેવીસમા પ્રભુ પાસજી, મનવંછિત દાતાર ॥
ભવસાગરમેં દ્વીપ સમ, જગજીવન આધાર ॥ ૧ ॥

માનમાયાના કરનારારે ॥ દેશી. ॥

હિતકારી જગત ઉપકારી રે, પ્રભુ પાર્શ્વનાથ અવતારી ।
દુખ દોહગ દૂર નિવારી રે, ભવસાગર પાર ઉતારી ॥ અં-
ચલી ॥ પારસ પુરિસાદાની કહાયે, વંછિત ફલ દાતારી ।
અશ્વસેન વામાદેવીકે નંદન, પૂજન મંગલ કારી રે ॥ પ્રભુ
॥ ૧ ॥ શોધન ભૂમિ સાથ હી વર્ષા, સુગંધ નિર્મળ વારી ।
પાંચ વરણ પુષ્પોંકી વર્ષા, જાનુદઘન મનોહારી રે ॥ પ્રભુ૦
॥૨॥ કેશ દાઢિ મૂછ નખ અવસ્થિત, કોટિ જઘન્ય સુર ચારી ।
આતમ લક્ષ્મી હર્ષ અનુકુલ, ઋતુ વલ્લભ વીર સારી રે
॥ પ્રભુ૦ ૩ ॥ । કાવ્ય તથા મંત્ર પૂર્વવત્ ।

---

# શ્રી મહાવીરસ્વામિ પૂજા.

॥ દોહા ॥ ચરમ જિનેશ્વર વીરજી, સિદ્ધારથ કુલ
ચંદ । ત્રિશલા માત સુજાતકો, પૂજો આનંદકંદ ॥ ૧ ॥

॥ રાગ ધનાશ્રી. ॥

પૂજન કરોરેં આનંદી જિનંદ પદ પૂજનં૦ અંચલિ ॥
વીર જીનેશ્વર જગપરમેશ્વર, કર્મ કલંક નિકંદી જીનંદ પદ.

પૂજ૦ ૧ ॥ શાસન નાયક શિવસુખ દાયક, પૂજા શિવતરુ કંદી જિનંદ પદ૦ ૨ ॥ વર્દ્ધમાન પ્રધાન વૃદ્ધિ કરતા, નિજ-ગુણ કથન કરંદી જિનંદ પદ૦ ૩ ॥ વદન કમલ કાંતિ હંસ નિર્મલ, તન મન ભવિ વિકસંદી જિનંદ૦ ૪ ॥ આતમ લક્ષ્મી હર્ષ મનાવે, વલ્લભ વીર આનંદી જિનંદ પદ૦ ૫ ॥

કાવ્યમ્.

નમસ્યામાકાશૈઃ સુરપતિદિને શામરવરાઃ સુમાધુર્યૈર્દ-ચાપગજલસુપૂરૈર્હિમઘટૈઃ । સુભદ્રશ્રી પુષ્પાક્ષતફલસુરાલધુ-તિકરૈર્યજામસ્તં દેવં જિનપતિમહો મંગલકરમ્ ॥ ૧ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રી પરમપુરુષાય પરમેશ્વરાય જન્મજરા-મૃત્યુનિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલાદિકં યજામહે સ્વાહા ॥ ૧૯ ॥

---

## કલશ ।

( રેખતા । )

જિનંદ ગુણ ગાયા આનંદે, કરણ ત્રય જોગ ભવિ વંદે । જનમ જનમકે અઘ જાવે, પ્રભુ ગુણ ગાવે સુખ પાવે ॥ જિ૦ ૧ ॥ સુરાસુર ઇંદ્ર નર નારી, ગણિ મુનિ સાધવી સારી । મિલી સબ ગુણ પ્રભુ ગાવે, કભી નહીં તોભી અંત આવે ॥ જિ૦ ૨ ॥ મૈં અતિ તુચ્છ મતિ ધારી, પ્રભુ ગુણ કૈસે લહું

પાશી । ગોયા ગુણ તોભી ભક્તિસે,લવે શિશુ માતા શક્તિસે ॥ જિ૦ ૩ ॥ તપ ગચ્છ ગગન રવિ રુપા, શ્રી વિજયાનંદ સૂરિ ભૂપા। ન્યાયાંભોનિધિ બિરુદ ધારી, શ્રી આત્મારામ બલિહારી ॥૪॥ વિજય લક્ષ્મી ગુરુ દાદા, વિજય શ્રી હર્ષ ગુરુ પાદા। વિજય વલ્લભ ગુણ ગાવે, ચરણમેં નિત્ય ચિત્ત લાવે જિ૦ ૫ ॥ સંવત્ ઋષિ શંભુદગ વેદા, યુગલ પ્રભુ વીર ગત ખેદા। આતમ સંવત્ રસ ચંદા, સંવત્ વિક્રમ નર ઇં-દા ॥ જિ૦ ૬ ॥ રૂષિ રસ અંક શશિ આવે, પ્રતિપદા ભાદ્ર સુદિ થાવે। જનમ મહિમા દિવસ જાનો, કવિ કવિતા પૂરણ માનો ॥ જિ૦ ૭ ॥ વિજય કમલ સૂરિ રાજે, ઉપાધ્યાય વીર વિજય ગાજે। કરી પ્રેરણા કૃતિ કાજે, કૃપા પૂરણ થઇ આજે ॥ જિ૦ ૮ ॥ પ્રવર્તક શ્રી મુનિ કાંતિ, વિજયજી ટારે મન ભ્રાંતિ। આતમ લક્ષ્મી હર્ષ પાવે, વલ્લભ પૂજે પ્રભુ ભાવે ॥ જિ૦ ૯॥ હુઇ રચના મિયાગામે, નિકટ શાંતિ પ્રભુ ધામે॥ આગમ વિપરીત વચણ ભાખે,મિથ્યાદુષ્કૃત પ્રભુ સાખે ॥ જિ૦ ૧૦ ॥

॥ ઇતિશ્રીઋષિમંડલપૂજા ॥

# અથ શ્રી દીપવિજયજી કૃત અષ્ટાપદજીની પૂજા પ્રારંભ

## ॥ અથ પ્રથમ જલપૂજા પ્રારંભ ॥

॥ દોહા ॥ ઋષભ શાંતિ નેમિ પ્રભુ, પારસ શ્રી મહાવીર ॥ નમું પદપંકજ તેહનાં, જે જગતારણ ધીર ॥ ૧ ॥ પૂજન દોય પ્રકારનાં. જિનશાસનમાં જેહ ॥ દ્રવ્ય ભાવ પૂજા બહુ, મહાનિશીથમાં તેહ ॥૨॥ ભાવસ્તવ મુનિવર કરે, ચારિત્ર જિનગુણગ્રામ ॥જેહથી શિવસંપદ વરે, અક્ષય અવિચલ ઠામ ॥ ૩ ॥ દ્રવ્યસ્તવન જિનપૂજના, વિવિધ પંચ પ્રકાર ॥ આઠ સત્તર એકવીશની, અષ્ટોત્તર જયકાર ॥૪॥ શ્રાવક કરણી હોય છે, દ્રવ્ય ભાવે ગુણગ્રામ ॥ સીંચે ભાવજલે કરી, સમકિત તરૂવર ઠામ ॥ ૫ ॥ ભાવે બહુ ફલ સંપજે, ગુણી ગુણાકર જેહ ॥ વર્ણવું ભાવપૂજક ગુણી. વર્ત્તમાન ગુણગેહ ॥ ૬ ॥

## ઢાળ ૧ લી.

( શ્રી સિદ્ધપદ આરાધીએ રે, એ—દેશી )

લક્ષ્મીસૂરિ તપગચ્છપતિ રે, શ્રુતગંભીર ઉદાર રે ॥ મન વસિયા ॥ ભાવસ્તવન પૂજન કિયા રે, સ્થાનક વીશ પ્રકાર રે, ॥ ગુણ રસિયા ॥ ૧ ॥ સ્થાનક વીશને સેવતા રે, તીર્થંકર

પદ પ્રાય રે ॥ મન૦ ॥ અહો જગમાં મહિમા વડો રે, કરે રંકને રાય રે ॥ ગુણ૦ ॥ ૨ ॥ વળી જસવિજય વાચકગણી રે, કીધો પૂજન ભાવ રે ॥ મન૦ ॥ સિદ્ધચક્ર નવપદ ભણી રે, પૂજા વિવિધ બનાવ રે ॥ ગુણ૦ ॥ ૩ ॥ રૂપવિજય પૂજન કિયો રે, ભાવસ્તવન ગુણગ્રામ રે ॥મન૦॥ પીસ્તાલીશ આગમ ભણિ રે, પંચજ્ઞાન ગુણગ્રામ રે ॥ ગુણ૦ ॥ ૪ ॥ વીરવિજય વર્ણવ કર્યો રે, ભાવસ્તવન ભગવાન રે ॥ મન૦ ॥ અષ્ટ કર્મ સૂડણતણી રે, ચોસઠ પૂજા જ્ઞાન રે ॥ ગુણ૦ ॥૫॥ પીસ્તાલીશ આગમ ભણી રે, વળી નવાણું પ્રકાર રે॥મન૦॥ પૂજા વળીવ્રત બારની રે, શ્રાવકને હિતકાર રે ॥ ગુણ૦ ॥ ॥૬॥ અરમત્કૃત પૂજા અછેરે, અડસઠ આગમદેવ રે ॥મન૦॥ ગણધર વચનો જેહમાં રે, ભાવસ્તવન ગુણ સેવરે ॥ગુણ૦॥ ॥૭॥ વળી નંદીશ્વરદ્વીપની રે, મહાપૂજા ગુણગ્રામ રે॥મન૦॥ વર્તમાન પૂજા અછે રે, શ્રાવક ગુણ ગણધામ રે ॥ ગુણ૦ ॥ ॥૮॥ વર્ણવું અષ્ટાપદતણી રે, પૂજા અષ્ટપ્રકાર રે ॥ મન૦ ॥ અષ્ટાપદ કરે કરે રે, અષ્ટાપદ જયકાર રે ॥ ગુણ૦ ॥ ૯ ॥ કિહાં છે અષ્ટાપદગિરિ રે. કેટલા કોશ પ્રમાણુ રે ॥ મન૦ ॥ કેમ કીધો અષ્ટાપદગિરિ રે,વર્ણવું તાસ પ્રમાણુ રે ॥ ગુણ૦ ॥ ॥૧૦॥ આસરે એક લાખ ઉપરે રે, આઉ પંચાસી હજાર રે ॥ મન૦ ॥ સિદ્ધગિરિ છે વેગળો રે, અષ્ટાપદ જયકાર રે ॥ ગુણ૦ ॥ ૧૧ ॥ તેહનો વિધિ સુણિયે સહુ રે, ભવિજન

મન ઉલ્લાસ રે ॥ મન૦ ॥ અષ્ટાપદ મહોત્સવ કરે રે, જે નર ભાવપ્રકાશ રે ॥ ગુણ૦ ॥ ૧૨ ॥ જોઇ નિરવદ્ય ભૂમિકા રે, શોધન કરો વિચાર રે ॥ મન૦ ॥ અષ્ટાપદ ગિરિવરતણો રે, સુંદર કરી આકાર રે ॥ ગુણ૦ ॥ ૧૩ ॥ દોય ચાર અઠ દશ પ્રભુ રે, પૂરવ દક્ષિણ જાણ રે ॥મન૦॥ પશ્ચિમ ઉત્તર ચિહું દિશે રે, થાપો જિનવર ભાણ રે ॥ ગુણ૦ ॥૧૪॥ આઠ આઠ નર ચિહું દિસે રે, કલશ ગ્રહી મનોહાર રે ॥ મન૦ ॥ એણી પરે આઠે દ્રવ્યથી રે, પૂજા કરો વિહાર રે ॥ ગુણ૦ ॥ ૧૫ ॥ દીપવિજય કવિરાજજી રે, સહુ જીનવર મહારાજ રે ॥ મ-ન૦ ॥ ચઢને ભાવે પૂજિયે રે, ભવોદધિ તારણ ઝહાજ રે ॥ ગુણ રસિયા ॥ ૧૬ ॥

॥ ઢાળ ॥ રાગ આશાવરી ॥

( ધન્ય ધન્ય સંપ્રતિ સાચો રાજા—એ દેશી. )

ગઇ ચોવિશીના ત્રણ જે આરા, સાગર નવ કોડી રે ॥ તેહમાં યુગલનો કાળ ગવેષો, કહે ગણધર ગણીજોડી રે ॥ ધ-ન ધન જિનઆગમ સાહિબા ॥ ૧ ॥ ઋષભ ચોવીશીના ત્રણ જે આરા, તેહમાં પણ એ રીત રે ॥ ઋષભ પ્રભુજીનો જન્મ સમય લગ, અઢાર કોડાકોડી જીત રે ॥ ધન૦ ॥ ૨ ॥ અઢાર કોડાકોડી સાગરમાંહે, દશક્ષેત્રે સરિખા ભાવ રે ॥ ભૂમિ થાળીસમ સરખી હોઇ, જંબૂદ્વીપપન્નત્તિ બનાવે રે, જીવાભિગમમાં બનાવે રે ॥ ધન૦ ॥ ૩ ॥ ત્રીજા આરાના

વરસ થાક તે, ચોરાશી લખ પૂર્વ વાસ રે ॥ નાભિનૃપ સરિ-
ખા કુલમેં પ્રગટે, પ્રથમ જિનના હંસ રે ॥ ધન૦ ॥૪॥ ત્રીજા
આરાનાં વર્ષ ચોરાશી. લાખ પૂર્વ રહે શેષ રે ॥ દશ ક્ષેત્રે
સમ કાળે હો રે, અંદર ભરતક્ષેત્ર પ્રમાણે હોઇ, વાદલ પ્રગટે
તે જલધર વરસે, રે ॥ ધન૦ ॥ ૫ ॥ પંચજાતિના જલધર
વરસે, સમભૂમિ જળથી ખોદાય રે ॥ નાહના મહોટા પર્વત
પ્રગટે, સમભૂમિ વિષમ તે થાય રે ॥ ધન૦ ॥ ૬ ॥ અવસર્પિ-
ણી ઉત્સર્પિણી એહવાં, લોમ વિલોમ છે ભાવ રે ॥ શાશ્વતા
ભાવ કહ્યા વીતરાગે, કાળ સ્વભાવ બનાવ રે ॥ જંબૂદ્વીપપ-
ન્નત્તિમાંહિ ભાવ રે ॥ ધન૦ ॥ ૭ ॥ જંબૂના દક્ષિણ દરવા-
જેથી, વૈતાઢ્યની મધ્યમ ભાગ રે ॥ નયરી અયોધ્યા ભરત-
ની જાણો, કહે ગણધર મહાભાગ રે ॥ ધન ॥ ૮ ॥ જંબૂના
ઉત્તર દરવાજેથી, વૈતાઢ્યથી મધ્યમ ભાગે રે ॥ અયોધ્યા
ઐરવતની જાણો, કહે ગણધર મહાભાગ રે ॥ ધન૦ ॥૯॥
બાર યોજન છે લાંબી પહોળી, નવ યોજનને પ્રમાણ રે ॥
નયરી અયોધ્યા નજીક અષ્ટાપદ, બત્રીશ કોશ ઉંચાણ રે
॥ ધન૦ ॥ ૧૦ ॥ તેહ અયોધ્યામાં નાભિ નરપતિ, કુલ વહુ
મરૂદેવી નાર રે ॥ ઋષભ પ્રભુજીનાં માતા પિતા એહ, ધન
ધન જસ અવતાર રે ॥ ધન૦ ॥ ૧૧ ॥ સરવારથમાં સુર
સુખ પાળી,સાગર તેત્રીસ આય રે॥ આષાડ વદ ચોથે જિન
ચવિયા, ચ્યવન કલ્યાણીક થાય રે ॥ ધન૦ ॥૧૨॥ ચૈત્ર વદ

નિશિ અષ્ટમી જન્મ્યા, ત્રિભુવન થયો ઉદ્યોત રે ॥ દીપવિ-
જય કવિરાજ પ્રભુજી, તારણ ભવજળ પોતરે ॥ધન૦॥૧૩॥

॥ મંત્રઃ ॥ ૐ -હ્રીં શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય.જન્મ
જરામૃત્યુ નિવારણાય, શ્રીમતેજિનેંદ્રાયાપૂર્વદિશા સંસ્થિત
ઋષભ ૧, અજીત ૨ ॥ દક્ષિણદિશા સંસ્થિત સંભવ ૧, અ-
ભિનંદન ૨, સુમતિ ૩, પદ્મપ્રભ ૪ ॥ પશ્ચિમદિશા સંસ્થિત
સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભ ૨, સુવિધિ ૩, શીતલ ૪, શ્રેયાંસ ૫,
વાસુપૂજ્ય ૬, વિમલ ૭, અનંત ૮,॥ ઉત્તર દિશા સંસ્થિત
ધર્મ ૧, શાંતિ ૨, કુંથુ ૩, અર ૪, મલ્લિ ૫, મુનિસુવ્રત ૬,
નમિ, ૭, નેમિ ૮, પાર્શ્વ ૯. વર્દ્ધમાન ૧૦ ॥ નિષ્કલંકાય,
ચત્તારિ અઠ દસ દોય જિનવિશ્વનાથાય, દેહવર્ણલાંછનસહિ-
તાય, ચતુર્વિંશતિ જિનાધિપાય. જલં યજામહે સ્વાહા ॥

॥ ચારેકોરે કલશ ઢોળે ॥

॥ અથ શ્લોક ॥ વિમલકેવલભાસનભાસ્કરં જગજ્જં-
તુમહોદયકારણમ્ ॥ જિનવરં બહુમાનજલૌઘતઃ,શુચિમનાઃ
સપયામિ વિશુદ્ધયે ॥ ૧ ॥

॥ ઇતિ પ્રથમ જલપૂજા સમાપ્ત ॥ ૧ ॥

---

## અથ દ્વિતીય ચંદનપૂજા પ્રારંભ.

દોહા ॥ બીજી પૂજા ભવિ કરો, ચંદનની સુખકાર ॥
ચંદનથી તનુ લેપતાં; વાંછિત ફલ દાતાર ॥ ૧ ॥

## ॥ ઢાળ બીજી ॥

( દલચાદલના પાણી કુણ ભરે-એ દેશી. )

અષ્ટમી ચૈત્ર વદીની મધ્ય રયણી,ઋષભના જન્મસો-હાય છે રે ॥ જેનાં માંગલિક નામ ગવાય છે ॥ કોડાકોડીદેવ ઈંદ્ર મેરૂગિરિ લાવે, જોતાં તે આનંદ પાય છે રે ॥ જેનાં૦ ॥ ॥૧॥ પાંચ રૂપ ઈંદ્ર કરે બહુ લાભ લેવા, જોઇ જોઈ ચિત્ત હરખાય છે રે ॥ જેનાં૦ ॥ ગ્રહે પ્રભુ એક રૂપ વળી રૂપે ચ-મર એક, રૂપે છત્રને ધરાય છે રે ॥ જેનાં૦ ॥૨॥ રૂપ એકથી ગ્રહી વજ્રને ઉલાળે, પ્રભુને આગળ ઉજાય છે રે ॥જેનાં૦॥ શું કામ કરે દેવરાજ દેવ ઉપરે, સુકૃત લાભ કમાય છે રે ॥ ॥જેનાં૦॥૩॥ કલશા એક કોડ સાઠ લાખ સંખ્યા, તે સહુ નીરથી ભરાય છે રે ॥ જેનાં૦ ॥ અઢીશેં વાર અભિષેક પ્રભુ ઉપરે, દેવનાં જીત એ જણાય છે રે ॥ જેનાં૦ ॥ ૪ ॥ બહુ ચિરંજીવ માત મરૂદેવ જાયા, ઇમ આશિષ કહાય છે રે ॥ જેનાં૦ ॥ ચાર ઘડી શેષ રાત પાછલી જે વારે, મરૂદેવી માત પાસ લાય છે રે ॥ જેનાં૦॥ અંગુઠડે તે અમૃત ઠવાય છે રે ॥ જેનાં૦ ॥૫॥ નાભિ નૃપતિ ઈંદ્ર મળી પ્રભુજીના, ઋષ-ભદેવ તે નામ ઠવાય છે રે ॥ જેનાં૦ ॥રાણી સુનંદા સુમં-ગલાની જોડલી, સો બેટા દો બેટડી થાય છે રે ॥ જેનાં૦ ॥ ॥૬॥ ભાઇ બેનના સંભોગ નિવારી, યુગલા ધર્મને હરાય છે રે॥ જેનાં૦ ॥ બહુબળ બ્રહ્મી ને ભરત ને સુંદરી, સગપણ

વિવાહ ઠરાય છે રે ॥ જેનાં૦ ॥ ૭ ॥ આરા અવસર્પિણીના અનંતા, એહ રીત જીતતે લખાય છે રે ॥ જેનાં૦ ॥ દીપવિજય કવિરાજ ધર્મ નિત્ય એ, ઋષભપ્રભુના પસાય છે રે ॥ જેનાં ॥ ૮ ॥

॥ ઢાળ ॥ ગીત ॥

( હુંતો મોહીરે નંદલાલ, મોરલીને તાને, તથા મ્હારે દિવાળી થઇ આજ, પ્રભુ:મુખ જોવાને.—એ દેશી. )

ઋષભનાં વંશ ને ગોત્ર વખાણું, સ્થાપ્યાં જે સુરરાજે રે ॥ એક કોડાકોડી સાગરમાંહે, પ્રત્યક્ષ વરતે આજ ॥ ૧ ॥ ॥ ધન એ કુલને રે ॥ જેમાં પ્રગટયા જિન બાવીશ, ધન એ કુલનેરે ॥ એ આંકણી ॥ પંચ મેઘથી હુઇ વનરાઇ, હુવો કાશ સમુદાય રે ॥ સાત વાર ફરી ફરીને ઉગે, શેલડી તેહની થાય ॥ ધન૦ ॥ જેમાં ॥ ૨ ॥ પ્રભુનાં ગોત્ર વંશને કરવા. હરિ ઉછરંગે જાયે રે ॥ મારગમાંથી શેલડી સાંઠો, લેઇ જિન પાસે આવે ॥ ધન૦ ॥ જેમાં૦ ॥ ૩ ॥ હાથ પસારી લેઇ ઋષભજી, ઇંદ્ર અવસર જાણી રે ॥ કાશ્યપગોત્ર વંશ ઇક્ષ્વાકુ એ, થાપે કહી સુરવાણી ॥ ધન૦ જેમાં ॥ ૪ ॥ નેમનાથ મુનિસુવ્રત જિનનો, શ્રીહરિવંશ સોહાવે રે ॥ એ દોય પ્રભુના ગુણ રત્નાકર, ગૌતમ ગોત્ર સોહાવે ॥ ધન૦ ॥ ॥ જેમાં૦ ॥ ૫ ॥ બાવીશ જિન સહુ કાશ્યપગોત્રી, ઇક્ષ્વાગ વંશી છાજે રે ॥ એ માંહેથી છત્રીસ કુલ પ્રગટયાં, રાજકુલી

જેહ રાજે ॥ ધન૦ ॥ જેમાં૦ ॥ ૬ ॥ ઇક્ષ્વાગમાંથી સૂરજવં-
શી, ભરતેશ્વર નૃપ દીપે રે ॥ ઇક્ષ્વાગમાંથી ચંદ્રવંશ તે, બા
હુબળી જગ જીતે ॥ ધન૦ ॥ જેમાં૦ ॥૭॥ ઋષભાદિક ચો-
વીશ જિનવરનાં, ગોત્ર ને વંશ વખાણ્યાં રે ॥ દીપવિજય
કવિરાજ પ્રભુજી, કલ્પસૂત્રથી જાણ્યાં ॥ ધન૦ ॥ જેમાં ॥૮॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય, જન્મ
જરામૃત્યુ નિવારણાય,શ્રીમતેજિનેંદ્રાય॥ પૂર્વદિશા સંસ્થિત
ઋષભ ૧, અજીત ૨ ॥ દક્ષિણદિશા સંસ્થિત સંભવ ૧, અ-
ભિનંદન ૨, સુમતિ ૩, પદ્મપ્રભ ૪ ॥ પશ્ચિમદિશા સંસ્થિત
સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભ ૨, સુવિધિ ૩, શીતલ ૪, શ્રેયાંસ ૫,
વાસુપૂજ્ય ૬, વિમલ ૭, અનંત ૮ ॥ ઉત્તરદિશા સંસ્થિત
ધર્મ ૧, શાંતિ ૨, કુંથું ૩, અર ૪, મલ્લિ ૫, મુનિસુવ્રત૬,
નમિ ૭, નેમિ ૮, પાર્શ્વ ૯, વર્દ્ધમાન ॥૧૦॥ નિષ્કલંકાય,
ચત્તારિ અટ્ઠદશ દોય જિનવિશ્વનાથાય, દેહ વર્ણ લંછનસહિ
તાય, ચતુર્વિંશતિ જિનાધિપાય ॥ ચંદનં યજામહે સ્વાહા ॥

॥ ચારે કોરે ચંદન ધરે ॥

॥ શ્લોકઃ ॥ સકલમોહતમિસ્રવિનાશનં,પરમશીતલભા
વયુતં જિનમ્ ॥ વિનયકુંકુમદર્શનચંદનૈઃ,સહજતત્ત્વવિકા-
શકૃતેર્ચયે ॥ ૧ ॥

॥ ઇતિ દ્વિતીય ચંદનપૂજા સમાપ્ત ॥૨॥

## ॥ અથ તૃતીયા પુષ્પપૂજા પ્રારંભ. ॥

॥ દોહા ॥ ત્રીજી પૂજા કુસુમની, કીજે ભવિગુણ હેત ॥ ઇહભવ પરભવ સુખ વહે, સિદ્ધતણા સંકેત ॥૧॥ માલતી મરૂઓ મોગરો, કેતકી જાઇ ફુલ ॥ જિનવર હિત જતના કરી, પૂજો ભાવ અમૂલ ॥૨॥

### ॥ ઢાળ ત્રીજી ॥

( વેણુ મ વાજ્યો રે વિઠ્ઠલ વારૂં તમને.—એ દેશી. )

પ્રભુની રાજનીતિ હવે વર્ણવું, ઈંદ્રે કીધી કરણી કોષ અડતાલીશ, ફરતો મંડપ જેમ હોય રાણી પરણી ॥ ૧ ॥ અવસર પામી રે પ્રથમ જિણંદનો, જીત ઉત્સર્પિણીમાં રે કુલગરની એ રીત ॥ એ આંકણી ॥ સિંહાસન ઉપર પ્રભુ થાપે. જલ ઓઘે નવરાવે ॥ ચમર છત્ર ને રાજચિન્હ વળી, અલંકાર પહિરાવે ॥ અ૦ ॥૨॥ યુગલ સહુ જલ લેઇ આવે, ઠામ નહિં અભિષેક ॥ જમણે અંગુઠે જલ સિંચ્યા, મન આણી સુવિવેક ॥ અ૦ ॥ ૩ ॥ જુગલસહુનો વિનય જાણી વિનિતાનયરી વાસી ॥ નયરી અયોધ્યા એહિજ વિનિતા, મંદિર માળ ઉજાસી ॥ અ૦ ॥ ૪ ॥ એકસો પચવીસ યોજન માનેં, દક્ષિણ દરવાજેથી ॥ એકશો પચવીસ યોજન માનેં, મધ્ય વૈતાઢય પર્વતથી ॥ અ૦ ॥ ૫ ॥ નયરી અયોધ્યા બેહુ મધ્ય ભાગે, બીજું વિનિતા નામ ॥ જંબુદ્વીપ પન્નત્તિમાંહી, કહે ગણધર ગુણગ્રામ ॥ અ૦ ॥ ૬ ॥ તે વિ-

નિતાનો રાજા થઇ, પંચ શિલ્પ પ્રગટાવે ॥ વીશ વીશ એક એકની પાછળ, એકસો શિલ્પ બતાવે ॥ અ૦ ॥ ૭ ॥ પુરૂષ કળા બોહોતેર ને ચોશઠ, નારી કળા પ્રકટાવે ॥ લેખક ગણિતક્રિયા અષ્ટાદશ, ઇમ સહુ નિત્ય બતાવે ॥ અ૦ ॥ ૮ ॥ નિજ નંદનને નામે મહોટા, મહોટા દેશ વસાવે ॥ રાજનીતિ સેના ચતુરંગી, આરજખંડ સોહાવે ॥ અ૦ ॥ ૯ ॥ કુમરપણે લખવીસ પૂર્વ ને, ત્રેસઠ લખ પૂર્વરાજ ॥ વરસ ત્રાસી લખ પૂરવ પ્રભુના, ગૃહવાસે જિનરાજ ॥ અ૦ ॥ ૧૦ ॥ ચૈત્ર વદી આઠમને દિવસે, લઇ સંયમ શુભધ્યાન ॥ ચાર હજાર મુનિવર સાથે, પુરિમતાલ ઉદ્યાન ॥ અ૦ ॥૧૧॥ નમો સિદ્ધાણં પદ ઉચ્ચરતાં, પ્રગટે ચોથું જ્ઞાન ॥ અવઠિય ભાવ અનંતા જિનના, ભૂત ભવિષ્ય વર્ત્તમાન ॥ અ૦ ॥ ૧૨ ॥ એક હજાર વર્ષ લગે જિનજી, છદ્મસ્થાલય પાળે ॥ તેહમાં એક વર્ષ તપ કીધું, સકલ કર્મ મલ ટાલે ॥ અ૦ ॥ ૧૩ ॥ પારણું કીધું ઇક્ષુરસથી, દાતા નૃપ શ્રેયાંસ ॥ ચિત્ત વિત્તને પાત્ર વડાઇ, ઇક્ષાગકુલ અવતંસ ॥ અ૦ ॥ ૧૪ ॥ ઋષભ પ્રભુને, ઇક્ષુરસ છે, ત્રેવીશ જિનને ખીર ॥ ઋષભ પ્રભુનેદાતા ક્ષત્રી, ત્રેવીશ બ્રાહ્મણ ધીર ॥ અ૦ ॥ ૧૫ ॥ નિયમાં દેવલોકનાં આયુ, બાંધે કે શિવ જાવે ॥ દીપવિજય કવિરાજ દાનના, મહિમા એહ કહાવે ॥ અવસર૦ ॥ ૧૬ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય,જન્મ જરામૃત્યુનિવારણાય, શ્રીમતેજિનેંદ્રાયા પૂર્વ દિશા સંસ્થિત

ઋષભ ૧, અજીત ૨ ॥ દક્ષિણદિશા સંસ્થિત સંભવ ૧, અભિનંદન ૨, સુમતિ ૩, પદ્મપ્રભ ૪ ॥ પશ્ચિમદિશા સંસ્થિત સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભ ૨, સુવિધિ ૩, શિતલ ૪, શ્રેયાંસ ૫, વાસુપૂજ્ય ૬, વિમલ ૭, અનંત ૮ ॥ ઉત્તરદિશા સંસ્થિત ધર્મ ૧, શાંતિ ૨ કુંથું ૩, અર ૫, મલ્લિ ૫, મુનિસુવ્રત ૬, નમિ ૭, નેમિ ૮, પાર્શ્વ ૦, વર્દ્ધમાન ૧૦॥ નિષ્કલંકાય ૭ ચત્તારિ અટ્ઠદશદોયજિનવિશ્વનાથાય, દેહવર્ણ લાંછનસહિતાય, ચતુર્વિંશતિ જિનાધિપાયાકુસુમપુષ્પાણિયજામહેસ્વાહા ॥

॥ ચારે કોરે પુષ્પ ચઢાવે ॥

॥ શ્લોક ॥ વિકચનિર્મલશુદ્ધમનો રમે, વિંશદચેતન ભાવસમુદ્ભવૈઃ ॥સુપરિણામપ્રસન્નઘનૈર્નવૈઃ, પરમતત્ત્વમહં હિજામ્યહુમ્ ॥ ૧ ॥

ઇતિ તૃતીય પુષ્પપૂજા સમાપ્ત ॥૩॥

## ॥ અથ ચતુર્થ ધૂપપૂજા પ્રારંભ. ॥

॥ દોહા ॥ પૂજા ધૂપતણી કરો, ચોથી ચતુર સ્નેહ ॥
ભાવવૃક્ષને સીંચવા માનુ અમૃત મેહ ॥ ૧ ॥

॥ ઢાળ ચોથી ॥

(અમે વાટ તુમારી જોતાં રે, સાચુ બોલો શામળીયા—એ દેશી.)

વિચરંતા પ્રભુજી આયા રે, જગજીવન જગ સાહેબ-

યા ॥ વિનિતાનયરી સુખદાયા રે ॥ જ૦॥ વદ આઠમ ફાગુણ માસે રે ॥ જ૦ ॥ જસ ધ્યાન શુકલ ઉજાશે રે ॥ જ૦ ॥ ચઉધાતિ કર્મ ખપાવે રે ॥ જ૦॥ દોય કેવલપદ નિપજાવેરે ॥ જ૦ ॥ ૧ ॥ થયા લોકાલોક પ્રકાશી રે ॥ જ૦ ॥ જિન રેખા હાથ ઉજાસી રે ॥ જ૦ ॥ નૃપ ભરતજી વંદન આવે રે ॥ જ૦ ॥ મરૂદેવા માડીને લાવે રે ॥ જ૦॥ ૨ ॥ નિસુણી માતા સુરવાણી રે ॥ જ૦ ॥ સુત મુખ જોવા હરખાણી રે ॥ જ૦ ફાટયાં દોય પડલ તે દેખે રે ॥જ૦॥ મુખ જોઇ માતા હરખે રે ॥ જ૦ ॥ ૩ ॥ માતાને નવિ બોલાવ્યાં રે ॥જ૦॥ માડી મન બહુ દુઃખ પાવ્યા રે ॥ એતો વિતરાગ નિઃસ્નેહી રે ॥ જ૦ ॥ થયા બંધન પ્રેમ વિછોહીરે ॥ જ૦ ॥ ૪ ॥ ગજ સ્કંધે પદ શિવ વરિયાં રે ॥ જ૦ ॥ ત્રીજે ભવ ભવજળ તરિયાંરે ॥જ॥ જિનવાણી અમૃતધારા રે ॥ જ૦॥ માડીના શોક નિવારયા રે ॥ જ૦ ॥ ૫॥ પ્રભુ સંઘ ચતુર્વિધ થાપેરે ॥ જ૦ ॥ પ્રભુ આદિ ધર્મને સ્થાપે રે ॥ જ૦ ॥ જસ કીર્તિ જગમાં વ્યાપે રે ॥ જ૦ ॥ ગણિ ઋષભસેન ગણધાર રે ॥ જ૦ ॥ સાધવિ બ્રહ્મી વ્રતધાર રે ॥ જ૦ ॥ ૬ ॥ શ્રાવક નૃપ ભરત સુભદ્રા રે ॥ જ૦ ॥ શ્રાવીકા ગુણ મણિ મુદ્રા રે ॥ જ૦ ॥ એ સંઘ ચતુર્વિધ સ્થાપી રે ॥ જ૦ ॥ હિતશિક્ષા સહુને આપી રે ॥ જ૦ ॥૭॥ એક લાખ પૂરવ વર્ષ નિર્મળ રે ॥ જ૦ ॥ પાળે પ્રભુ અવિચળ કેવલ રે ॥ જ૦ ॥ નિર્વાણ

ભૂમિકા જાણી રે ॥ અષ્ટાપદ ચઢિયા નાણી રે ॥જ૦ ॥ ૮ ॥ દશ સહસ્ર મુનિવર સંગે રે ॥ જ૦ ॥ કીધાં અણસણ મન-રંગે રે ॥ જ૦ ॥ મહા વદિ તેરસ જયકારીરે ॥ જ૦ ॥ શિવ પહોતા જગત તારી રે ॥ જ૦ ॥ ૯ ॥ ચોશઠ સુરપતિ સુર આવે રે ॥ જ૦ ॥ ક્ષીરોદકે જિન નવરાવે રે ॥ જ૦॥ જિન ગણધર મુનિવર કાજે રે ॥ જ૦ ॥ કીધી ત્રય ચય સુર રાજે રે ॥ જ૦ ॥ ૧૦ ॥ તિહાં અગ્નિકુમાર ઉજાળે રે ॥ જ૦ ॥ ચંદન કાષ્ઠે પરજાળે રે ॥ જ૦ ॥ કરી પીઠ પાદુકા સ્થાપે રે ॥ જ૦ ॥ કીર્તિ જગમાં જસ વ્યાપે રે ॥ જ૦ ॥૧૧॥ જુઓ જંબુદ્વીપ પન્નત્તી રે ॥ જ૦ ॥ નિરખો આવશ્યક નિર્યુક્તિરે ॥ જ૦ ॥ એમ પૂજા ચારમાં વર્ણવી રે ॥ જ૦ ॥ પ્રભુ ઋ-ષભતણી આચારણી રે ॥ જ૦ ॥ ૧૨ ॥ હવે વર્ણવું. અષ્ટા-પદ ગિરિ રે ॥ જ૦ ॥ જે વંદે અહોનિશ સુરનર રે ॥જ૦॥ પ્રભુ દીપવિજય કવિરાજે રે ॥ જ૦ ॥ જસ પડહો જગમાં વાજે રે ॥ જગજીવન જગ સાહેબિયા ॥ ૧૩ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય, જન્મ જરા મૃત્યુ નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય ॥ પૂર્વદિશાસંસ્થિત ઋષભ ૧, અજીત ૨ ॥ દક્ષિણદિશા સંસ્થિત સંભ* ૧, અ-ભિનંદન ૨, સુમતિ ૩ પદ્મપ્રભ ૪ ॥ પશ્ચિમદિશા સંસ્થિત સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભ ૨, સુવિધિ ૩, શીતલ ૪, શ્રેયાંસ ૫, વાસુપૂજ્ય ૬, વિમલ ૭, અનંત ૮ ॥ ઉત્તરદિશા સંસ્થિત

ધર્મ ૧, શાંતિ ૨, કુંથુ ૩, અર ૪, મલ્લિ ૫, મુનિસુવ્રત ૬, નમિ ૭, નેમિ ૮, પાર્શ્વ ૯, વર્દ્ધમાન ॥ ૧૦ ॥ નિષ્કલંકાય ચત્તારિ અઠ્ઠદશ દોય વિશ્વ નાથાય, દેહવર્ણ લાંછનસહિતાય ચતુર્વિંશતિ જિનાધિપાય ॥ ધૂપં યજામહે સ્વાહા ॥

ધૂપ ચારે કોરે ઉવેખે ॥

॥શ્લોક : ॥ સકલકર્મ મહેંધનદાહનં, વિમલભાવસુગંધ સુધુપનમ્ ॥ અશુભપુદ્ગલસંગવિવર્જિતં, જિનપતે,પુરતો હરિતસહર્ષિતમ્ ॥ ૧ ॥

॥ ઇતિચતુર્થ ધુપ પૂજા સમાપ્ત ॥૪॥

## અથ પંચમ દીપપૂજા પ્રારંભ.

॥ દોહા ॥ પૂજા પાંચમી દીપની, કીજે મંગલ હેત ॥ દ્રવ્ય ભાવ દિપકથકી, ઇચ્છિત ફળ સંકેત ॥ ૧ ॥

॥ ઢાળ પાંચમી ॥

(કપૂર હોયે અતિ ઉજળો રે. —એ દેશી.)

તાતનું નિર્વાણ સાંભળી રે, ભરતજી શોક કરાય ॥ આવ્યો ગિરિ અષ્ટાપદે રે, પરિકર લેઇ સમુદાય રે ॥ ૧ ॥ પ્રભુજી દિયો દર્શન મહારાજ ॥ ઇક્ષાગકુલની લાજરે॥પ્ર૦॥ કાશ્યપ વંશ શિરતાજરે, ॥ પ્ર૦ ॥ મોક્ષનગરની પાજ રે, ॥ પ્ર૦ ॥ તારણ તરણ ઝહાજ રે ॥ પ્ર૦ ॥ એ આંકણી ॥ વંદી શુભ ને પગલાં પ્રભુનાં, બેસે તેહને તીર ॥ વિનતિ કરે

ઉપકાર સંભારી, નયને ઝરતે નીર રે ॥ પ્ર૦ ॥ ૨ ॥ શુભ ધરે પ્રાસાદ કરાવે,તિહાં નિષેધા નામ ॥ મંડપે ચોરાશીચિહું પાસે, ચૌમુખ જિનનાં ધામ ॥ પ્ર૦ ॥ ૩ ॥ નિજ નિજ દેહ પ્રમાણે જિનની, પ્રતિમા ભરાવે નરેશ ॥ ઋષભથી વીર જિણંદ લગે રે, ચોવીશ ત્રિભુવન ઇશ રે ॥ પ્ર૦॥ ૪ ॥ પૂર્વ દિશિ દોય ચાર દક્ષિણ, આઠ પશ્ચિમદિશિ જાણ ॥ ઉત્તર દિશિ દસ પ્રભુજી બિરાજે, નાસિકા ભાગ સમાનરે ॥પ્ર૦॥ ॥૫॥ લાંછન વર્ણ ને દેહ પ્રમાણ, જક્ષિણિ જક્ષ પ્રમાણ ॥ ચૌમુખ સરખી ભૂમિબિરાજે,પ્રત્યક્ષ મુક્તિસોપાન રે ॥પ્ર૦॥ ॥૬॥ ભાઇ નવાણુંને મરૂદેવી બ્રાહ્મી, સુંદરી સહુ પરિવાર ॥ રયણમાં પ્રતિમા સહુની ભરાવે, ભરતજી જયજયકાર રે ॥ પ્રભુજી૦ ॥ ૭ ॥

( ઇહાં આગળથી શેર દશ, તાંદુલ કેશરે પીળા કરી રાખવા તેમાં સોના રૂપાનાં ફુલડે ચ્યારે કોરે વધાવતા જવું અને ભરતજીનું નામ વચમાં ભણતાં જવું. પછી વર્ત્તમાન પૂજાકારક સંઘનું નામ ભણતાં જવું. અને તાંદુલફુલ વધાવતા જવું, ખેલા હોય તે પણ રમે. )

॥ રાગ મારૂ ॥ રયણે વધાવે રે, ભરતરાય રયણે વધાવે રે ॥ ફુલે વધાવે રે પ્રભુને રયણે વધાવે રે ॥ સૂર્યજસા રયણે વધાવે રે ॥ વધાવે વધાવે વધાવે રે ॥ ચંદ્રયશાજી મુક્તાએ વધાવે રે ॥ જિનને મલ્હાવે રે ॥ સુભદ્રાજી રયણે વધાવે

રે ॥ ઇક્ષાગકુલ અજુવાળે, પ્રભુજીને ફુલે વધાવે રે ॥

॥ હવે પૂજાકારક સંઘનિ વિનંતિ ॥ રયણે વધાવો રે, સકલ સંઘ ફુલે વધાવો રે ॥ સ૦ ॥ કુસે૦ ॥ અષ્ટાપદ મોતીયે વધાવો રે ॥ અ૦ ॥ મો૦ ॥ સંઘપતિ ફુલે વધાવો રે ॥ સંઘપતિ ફુલે વધાવો રે ॥

॥ ઢાળ ॥

( અબોલા રયાને લ્યો છો.—એ દેશી. )

ભરતજી ચિંતે આગળ ભાવી, કોડાકોડી સાગર માન ॥ તીર્થ એહ જગ જયવંતું ॥ આગળ વિષમકાળથી હોંશે. લોભી લોક અજાણ ॥ તીર્થ૦॥ ૧ ॥ તીરથ આશાતના કોઇ કરશે, ચિંતે ભરત નરેશ ॥ તી૦ ॥ પર્વત ભાગની ભૂમિ જે વિષમ, કીધી પાજ પ્રવેશ ॥ તીર્થ૦ ॥ ૨ ॥ બત્રીશ કોશનો પર્વત ઉંચો, આઠ ચોક બત્રીશ ॥ તીર્થ૦ ॥ યોજન યોજન અંતરે કીધાં, પગથીયાં આઠ નરેશ ॥ તીર્થ૦ ॥ ૩ ॥ ઇમ અષ્ટાપદ તીરથ સ્થાપિ, અનુભવીભરત મહારાજ ॥ તીર્થ૦॥ આરિસાભુવનમાં કેવલ લહીને,લીધાં મુક્તિનાં રાજ ॥તીર્થ૦॥ ॥ ૪ ॥ અનુક્રમે આઠ પાટ લગે કેવલ, આરિસાભુવનમઝાર ॥ તિર્થ૦॥ ઠાણુંગસૂત્રમાં આઠમે ઠાણે, જો જો નામ વિચાર ॥ તીર્થ૦ ॥ પાંચમી પૂજામાં તીરથ સ્થાપન, અષ્ટાપદ ગિરિરાજ ॥ તીર્થ૦ ॥ દીપવિજયકવિરાજપ્રભુજી, ચોવીશે જિનરાજ ॥ તીર્થ૦ ॥ ૬ ॥

॥ મંત્રઃ ૐ -હ્રીઁ શ્રી પરમપુરૂષાય પરમેશ્વરાય, જન્મ જરામૃત્યુ નિવારણાય, શ્રીમતેજિનેંદ્રાય॥ પૂર્વદિશા સંસ્થિત ઋષભ ૧, અજીત ૨ ॥ દક્ષિણદિશા સંસ્થિત સંભવ ૧,અભિનંદન ૨, સુમતિ ૩, પદ્મપ્રભ ૪ ॥ પશ્ચિમદિશા સંસ્થિત સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભ ૨, સુવિધિ ૩, શીતલ ૪, શ્રેયાંસ ૫, વાસુપૂજ્ય ૬, વિમલ ૭, અનંત ૮, ॥ ઉત્તર દિશા સંસ્થિત ધર્મ ૧, શાંતિ ૨, કુંથુ ૩, અર ૪, મલ્લિ ૫, મુનિસુવ્રત ૬, નમિ ૭, નેમિ ૮, પાર્શ્વ ૯, વર્દ્ધમાન ૧૦ ॥ નિષ્કલંકાય, ચત્તારિ અઠ દસ દોય વિશ્વનાથાય, દેહવર્ણ લાંછનસહિતાય, ચતુર્વિંશતિ જિનાધિપાય ॥ દીપં યજામહે સ્વાહા ॥

॥ ચારે કોરે દીપક દેખાડે ॥

॥ શ્લોકઃ ॥ ભવિકનિર્મલબોધ દિવાકરં,જિનગૃહે શુભદીપકદીપકમ ॥ સુગુણ રાગ સુવૃત્તિસમન્વિતં, દધતુનાથ પુરઃ શુભદીપકમ્ ॥ ૧ ॥ ઇતિ પંચમદીપક પૂજા સમાપ્ત ॥

## અથ ષષ્ઠ અક્ષતપૂજા પ્રારંભ

દોહા ॥ છઠ્ઠી પૂજા ભવિ કરો, અક્ષતની સુખકાર ॥
જિમ વિદ્યાધર સુખ લહે, કીજે તેહ પ્રકાર ॥ ૧ ॥

॥ ઢાળ છઠી ॥

(તિરથપતિ અરિહા નમું, ધર્મધુરંધર ધીરોજી.—એ દેશી.)

પચાસ લાખ કોડી સાગરૂ, આર્ય રૂદ્ધિ પ્રમાણો જી ॥

શાસન અચલ પ્રભુ ઋષભનું, સુરપદ શિવપદ ખાણુ જી ॥ ટેક ॥ સુરને શિવપદ ખાણુ પરગટ, પાટ અસંખ્ય મુગતે ગયા ॥ વલી સર્વાર્થ સિદ્ધ પહોતા, સિદ્ધ દંડીમો કહ્યા ॥ પદ્ધવિના નૃપ સિદ્ધિ વરિયા, સંખ્યઅસંખ્યગણનાકહી ॥નૃપરાજ બળીયા સિંહ સમવડ, વર્ણવ આગમમાં સહી ॥૧॥ બ્રહ્મ ક્ષત્રિય વૈશ્ય વળી શુદ્ર, જે વર્ણએ ચાર અઢાર જી ॥ એક એકમાં શિવ પદવી વરયાં, સંખ્ય અસંખ્ય અપારજી ॥ટેક॥ સંખ્ય અસંખ્ય જિન મુક્તિ પોહોતા, વર્ણ ચાર અઢારમા ॥ ધન્ય ધન્ય સહુ એ ઋષભ શાસન 'કૃતારથ જયકારમાં ॥ દીખશેે તાપસ જોગી જંગમ, મિથ્યા ગુણઠાણું તજી ॥ સમકિત પામી ક્ષાયકશ્રેણિ, વેગેસિદ્ધિવહૂ ભજી ॥૨॥ અર્ધ આરામાં એક ઋષભનું, શાસન અવિચળ જાણું જી અર્ધમાં ત્રેવીશ જિનપતિ, શાસનગુણમણિ ખાણજી ॥ટેક॥ શાસન ગુણમણિ, ખાણ જિનના, તીર્થ સ્થાપન રીત એ ॥ દ્વાદશાંગી પ્રભુ સંગ તીરથ સંઘ ચતુર્વિધ રીત એ ॥ ત્રેવીશ શાસનમાંહી મુનિવર, સંખ્ય અસંખ્ય સિદ્ધિ વરયા ॥કવિરાજ દીપ અષ્ટપદે તે, વેગે ભવસાગર તરયા ॥૩॥

॥ ઢાળ ॥

( આઠ કુંઆ નવ વાવડી, હુંતો શે મિશે દેખણ જાઉં;
મહારાજ દધીના દાણી કાનુડા.—એ દેશી, )

ઋષભ પ્રભુજીને પાટ પરંપર, સિદ્ધતે કેઇ અનુત્તર રાજ

॥ આજ સફલ દિન એ રૂડો ॥ હું વર્ણવું ત્રિભુવનના ઠા- કોર રાજ ॥ આજ સફલ દિન એ રૂડો ॥ એ આંકણી ॥૧॥ પ્રભુજીનો વંશ ગુણગણ આકર, પાટ અસંખ્ય પ્રભાકર રા- જ ॥ આજ૦ ॥ ઋષભ પ્રભુને ચક્રી ભરતજી, અજિતને ચ- ક્રી સગરજી રાજ ॥ આજ૦ ॥ જિતશત્રુ નૃપના પુત્ર સવાઇ, પુણ્ય અતુલ અધિકાઈ રાજ ॥ આ૦ ॥ ૨ ॥ મહા શુદ અ- ષ્ટમી અજિત જિનેશ્વર, જન્મ્યા જગપરમેશ્વર રાજ ॥ આ- જ૦ ॥ અજીતપ્રભુ જિન ચક્રી સગરજી, બાંધવ દોયે ગુણ- કર રાજ ॥ આ૦ ॥ ૩ ॥ એક જિનપતિ એક ચક્રી બિરાજે જોડી જગત બિરાજે રાજ ॥ આ૦ ॥ દીપવિજય કવિરાજ સવાઈ, જેહની જગત વડાઇ રાજ ॥ આ૦ ॥ ૪ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય, જન્મ જરામૃત્યુ નિવારણાય, શ્રીમતેજિનેંદ્રાય ॥ પૂર્વદિશા સંસ્થિત રૂષભ ૧, અજીત ૨ ॥ દક્ષિણદિશા સંસ્થિત સંભવ ૧, અ- ભિનંદનં ૨, સુમતિ ૩; પદ્મપ્રભુ ॥૪॥ પશ્ચિમદિશા સંસ્થિત સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભ ૨, સુવિધિ ૩, શિતલ ૪, શ્રેયાંસ ૪; વાસુ પૂજ્ય ૬, વિમલ ૭, અનંત ॥૮॥ ઉત્તરદિશા સંસ્થિત ધર્મ ૧, શાંતિ ૨, કુંથુ ૩, અર ૪, મલ્લિ ૫, મુનિસુવ્રત ૬, નમિ ૭, નેમિ ૮, પાર્શ્વ ૯, વર્દ્ધમાન, ૧૦॥ નિષ્કલંકાય ચ- ત્તારિ અઠ દશ દોય વિશ્વનાથાય, દેહવર્ણ લાંછનસહિતાય, ચતુર્વિંશતિ જિનેશ્વરાય ॥ અક્ષતાન્ યજામહે સ્વાહા ॥

॥ ચારે કોરે અક્ષત ધરે ॥

॥ શ્લોક ॥ ભવિકનિર્મલબોધદિવાકરં, જિનગૃહે શુભ અક્ષતઢોકનમ્ ॥ સુગુણરાગસુવૃત્તિસમન્વિતં, દધતુનાથ-પુરોઽક્ષતસ્વસ્તિકમ્ ॥૧॥ ઇતિ ષષ્ટ અક્ષતપૂજા સમાપ્ત॥૬॥

---

## અથ સપ્તમ ફલપૂજા પ્રારંભ,

દોહા ॥ પૂજા ફલની સાતમો, મહા ફળ કારણ હેત ॥ કીજે ભવિ ભાવે કરી, પુણ્યતણા સંકેત ॥ ૧ ॥

॥ ઢાળ સાતમી ॥

(અવિનાશીની સેજડીયે રંગ, લાગો મોરી સજનીજી રે.—એ દેશી)

અષ્ટાપદગિરિ વંદને, રંગ લાગો માહરી સજનીજી રે ॥ એ આંકણી ॥ ચક્રી સગરના બલવંત યોદ્ધા, પુત્ર તે સાઠ હજારજી રે ॥ અષ્ટાપદ જિનવંદન ચઢિયા, દક્ષિણદિશિ પ્રાકાર ॥ ૧ ॥ સાંભળ સજનીજી રે ॥ દક્ષિણ દિશિયે શ્રી સંભવથી, પદ્મપ્રભ લગે ચારજી ॥ વીતરાગનાં વંદન કીધાં, તરવા ભવજળ પાર ॥ સાં૦ ॥ ૨ ॥ પશ્ચિમદિશિ સુપાર્શ્વ પ્રભુથી અનંત પ્રભુ લગે આઠજી ॥ વંદન કીધાં ભાવ ભલેરે, નિર્યુક્તિમાં પાઠ ॥ સાં૦ ॥૩॥ ઉત્તર દિશિ દશ ધર્મ પ્રભુજી,વર્દ્ધમાન લગે વંદેજી॥ પૂર્વ દિશિ દોય રીખભ અજિતને, પ્રણમી મન આનંદે ॥ સાં૦ ॥ ૪ ॥ પચાસ લાખ કોડસાગરના પૂર્વજ પ્રતિ સંભારેજી ॥ આપણા કુળમાં ભરતનરેશ્વર, કીધાં એહ વિહાર ॥ સાં૦ ॥ ૫ ॥ ધન ભરતેશ્વર ધન મરૂદે-

વા, ધન નવાણું ભાઈજી ॥ લાભ હેતુ એ સુકૃત કીધાં, એ આપણા પીતરાઇ ॥ સાં ॥ ૬ ॥ આગળ વિષમકાળને જાણી, તીરથ રક્ષા કીજેજી ॥ યોજન યોજન અંતર કીધાં, પગ થીયાં આઠ સમાન લીજે ॥ સાં.॥ ૭ ॥ ધન તીરથ અષ્ટાપદ ગિરિવર, ધન ભરતેશ્વરરાયાજી ॥ દીપવિજય કવિરાજ પનોતા, જે જસસુકૃત કમાયા ॥ સાંભળ. ॥૮॥

॥ ઢાળ ॥

(ગોપીં મહિ વેચવા ચાલી, મટુકીમાં ગોરસ ઘાલી.—એ દેશી.)

ચિંતી તિહાં સાઠ હજાર, તીર્થ રક્ષાના લાભ અપાર ॥ અષ્ટાપદ આગળ ખાઇ, કરિયે તો સુકૃત થાઇ ॥૧॥ પહોળી ચ્યાર ગાઉ પ્રમાણો, શેત્રૂંજા મહાતમમાં વખાણો ॥ ખારી રજ રેણુ નાગનિકાઇ, નાગ આવી કહે સુણ ભાઇ ॥ ૨ ॥ કરી બાળકબુદ્ધિ ઉપાધિ,નાગલોકના છો અપરાધી ॥ અપરાધ જુવો મનમાંહિ, બાળી ભસ્મ કરૂં ક્ષણમાંહિ ॥ ૩ ॥ પણ ઋષભવંશી છો સપૂતા, તેથી ક્રોધ અમે નથી કરતા ॥ ભુવન રત્નતણાં જે કહાય, રજ રેણુથી મેલાં થાય ॥ ૪ ॥ અહ્ય હિતશિક્ષા સુણો સંતા, હવે માફ કરો ગુણવંતા ॥ કહી નાગ ગયા જેવારે, ચક્રી નંદન એમ વિચારે ॥ ૫ ગંગા નીરથી ભરિયે જો ખાઈ, બહુ કાળ રહે થિર ઠાઈ ॥ ઇમ ચિંતીને દંડ રતનથી, ગંગા ખોદીને લાવ્યા જતનથી ॥૬॥ ગંગાજળથી ખાઇ ભરાય, નીર પહોતાં નાગ નિકાય ॥ ધમધમતા સુર સમકાળે, આવી સાઠ હજાર પ્રજાળે ॥ ૭ ॥ તી-

રથ બહુ ભાવ સમ હોતા, સહુ બારમે સ્વર્ગે પહોતા ॥ કહે દીપવિજય કવિરાજ, જુઓ તીર્થતણા સામ્રાજ ॥ ૮ ॥

॥ મંત્રઃ ॥ ૐ -હ્રીઁ શ્રીપરમ પુરૂષાય પરમેશ્વરાય,જન્મ જરામૃત્યુનિવારણાય, શ્રીમતેજિનેંદ્રાય ॥ પૂર્વદિશાસંસ્થિત ઋષભ, અજીત ૨, ॥ દક્ષિણ દિશા સંસ્થિત સંભવ અભિનંદન ૨, સુમતિ ૩, પદ્મપ્રભ ॥ ૪ ॥ પશ્ચિમદિશા સંસ્થિત સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભ ૨, સુવિધિ, ૩, શીતલ ૪, શ્રેયાંસ ૫, વાસુપૂજ્ય ૬, વિમલ ૭, અનંત ૮ ॥ ઉત્તરદિશા સંસ્થિત ધર્મ ૧, શાંતિ ૨, કુંથુ ૩, અર ૪, મલ્લિ ૫, મુનિસુવ્રત ૬ નમિ ૭; નેમિ ૮, પાર્શ્વ ૯, વર્દ્ધમાન ૧૦ ॥ નિષ્કલંકાય, ચત્તારિ અઠ દશ દોય વિશ્વનાથાય, દેહવર્ણલાંછનસહિતાય, ચતુર્વિંશતિજિનેંદ્રાય જિનાધિપાય ॥ ફલંયજામહે સ્વાહા ॥

॥ એમ કહી ફલ ચઢાવવાં ॥

શ્લોકઃ ॥ કટુકકર્મવિપાકવિનાશનં, સરસપકવફલકૃત ઢોકનમ્ ॥ વિહિતવૃક્ષફલસ્ય વિભોઃ પુરઃ, કુરૂત સિદ્ધિ ફલાય મહજનાઃ ૨ ॥ ઇતિ સપ્તમ ફલપૂજા સમાપ્ત ॥ ૭ ॥

## અથ અષ્ટમ નૈવેદ્યપૂજા પ્રારંભ.

॥ દોહા ॥ નૈવેદ્યપૂજા આઠમી, ભાતિશત પકવાન્ન ॥ થાળ ભરી જિન આગળે, ઠવિયેચતુર સુજાણ ॥ ૧ ॥

॥ ઢાળ આઠમી ॥

(શ્રાવણ વરસેરે સ્વામિ, મેલી મજાઓરે અંતરજામિ.—એ દેશી)

ભરતેશ્વરને રે અષ્ટાપદ, થયું નામ તેવા રે ॥ ચક્રી સ-

ગરથી રખાઈ, અષ્ટાપદ ગિરિરાજ વડાઇ ॥ ૧ ॥ વંદોતીર-
થ રે વારૂ ॥ ચોવીશ જિન પડિમા જગ તારૂ ॥વંદોતીર૦॥
અજિત જિનેશ્વરથી રે જાણો. પંચમ આરોઅંત પ્રમાણો ॥
પચાસ લાખ ક્રોડ રે સાગર, બાવીશ જિનપતિ ગુણ રત્ના-
કર ॥ અરધો આરો ગુણ રન્તાકર ॥ વદો૦ ॥ ચોવીશ. ॥
॥ ૨ ॥ વર્દ્ધમાન જિનને રે વારે, ગૌતમ ગણધર જગ જય-
કારા॥અષ્ટાપદગિરિપર રે જાવે, દક્ષિણ દ્વાર પ્રવેશ સોહાવે.
॥ વંદો. ॥ચોવીશ૦॥૩॥ પહેલાં વંધા. રે ચાર, જિનવંધા
ચક્રીસુત પાર ॥ ચત્તારિ અઠ દશ દોય ભાતિ, ચાલી તેહથી
જગમાં ખ્યાતી ॥વંદો૦॥ ચોવીશ૦ ॥ ૪ ॥ પન્નરસેં ત્રણ
તાપસ તારે, ભવજળધિથી પાર ઉતારે ॥ તાપસ જમતા રે
ભાવે, પાંચશેં એકને કેવલ થાવે ॥ વદો૦ ॥ ચોવીસ૦ ॥
॥ ૫ ॥ સમવસરણને રે જોતાં, પાંચશેં એકને કેવલ હોતાં॥
પ્રભુજીની સુણી રે વાણી, પાંચશેં એક હુઆ તિહાં નાણી
॥ વંદો૦ ॥ ચોવીસ૦ ॥ ૬ ॥ નમો તિથ્થસ્સ ઇમ કહી મુખ
વાણી, કેવલી પરખદા બેસે નાણી ॥દીપવિજય કવિરાજ સ-
વાઇ, અષ્ટાપદ ગિરિરાજ વડાઇ ॥ વંદો૦ ॥ ચોવીશ૦ ॥૭॥

॥ ઢાળ ॥ રાગ ધન્યાશ્રી ॥

( ગિરૂઆ રે ગુણ તુમતણા.—એ દેશી )

ચત્તારિ અઠ દસ દોય મળીને, ચોવિશ જિન ગુણગાયા
રે ॥ કૈલાસશિખરે પ્રભુજી બિરાજે ॥અષ્ટાપદગિરિયે પ્રભુજી
બિરાજે, ભરતે બિંબ ભરાયા રે॥ લાંછનવર્ણ સોહાયા રે॥

દેહ પ્રમાણ કહાયા રે ॥ ગાયા રે મેં જિનપતિ ગાયા ॥ ૧ ॥ તપગચ્છપતિ વિજયાનંદ સૂરિ, લક્ષ્મીસૂરિ ગચ્છરાયા રે ॥ તાસ પરંપર ધરસૂરિશ્વર, ધનેશ્વરસૂરિ સવાયા રે ॥ગાયા૦॥ ॥૨॥ રાંદેર બંદર સંઘ વિવેકી, લાયક ગુણ નિપજાયા રે ॥ અષ્ટાપદના મહોત્સવ કારણ, પૂજા ગુણ ગવાયા રે ॥ ગાયા૦ ॥ ૩ ॥ આગમ અભ્યાસી ઉપદેશી, રાજેંદ્રવિજય કહાયા રે ॥ તેહનાં વચન સંકેતને હેતે, સુકૃત લાભ કમાયા રે ॥ ગાયા૦ ॥ ૪ ॥ સંવત અઢાર બાણું વરસે, ફાગણ માસ સોહાયા રે ॥ પ્રેમ રત્ન ગુરૂચરણ પસાયે, અમૃત ઘન વરસાયા રે ॥ ગાયા૦ ॥૫॥ દીપવિજય કવિરાજ સવાઇ, મંગલ ધવલ સવાયા રે ॥ મુગતા અક્ષત ફુલ વધાવો, અષ્ટાપદગિરિરાયા રે ॥ ગાયા૦ ॥ ૬ ॥

॥મંત્રઃ॥ ૐ -ર્‌હીં શ્રીં પરમપુરૂષાયપરમેશ્વરરાય, જન્મ જરામૃત્યુ નિવારણાય, શ્રીમતેજિનેંદ્રાય ॥પૂર્વદિશાસંસ્થિત ઋષભ૧, અજીત ૨ ॥ દક્ષિણદિશા સંસ્થિત સંભવ ૧ અભિનંદન ૨, સુમતિ ૩,પદ્મપ્રભુ ॥૪॥ પશ્ચિમદિશા સંસ્થિત સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભુ ૨, સુવિધિ ૩, શીતલ ૪, શ્રેયાંસ ૫, વાસુપૂજ્ય ૬ વિમલ ૭, અનંત ૮ ॥ ઉત્તરદિશા સંસ્થિત ધર્મ ૧,શાંતિ ૨, કુંથુ ૩, અર ૪, મલ્લિ ૫, મુનિસુવ્રત ૬, નમિ ૭, નેમિ ૮, પાર્શ્વ, ૯, વર્દ્ધમાન ૧૦ ॥ નિષ્કલંકાય, ચત્તારિ અઠ્ઠ દસ દોય વિશ્વનાથાય,દેહવર્ણ લાંછન સહિતાય, ચતુર્વિંશતિ જિનાધિપાય ॥ નૈવેદ્યં યજામહે સ્વાહા ॥

॥ સર્વ દિશાએ નૈવેદ્ય ધરે ॥

॥શ્લોકઃ॥સકલપુદ્‌ગલસંગવિવર્જનં, સહજ ચૈતન્યભાવવિલાસનમ્ ॥ સરસભોજનકસ્ય નિવેદનાત્, પરમનિવૃત્તિભાવમહં સૃજે ॥ ૧ ॥

॥ ઇતિ શ્રી અષ્ટમ નૈવેદ્યપૂજા સમાપ્ત ॥ ૮ ॥

ઇતિ શ્રી કવિવર શ્રી દીપવિજયકૃત ॥

॥ અષ્ટાપદજીની પૂજા સમાપ્ત ॥

---

## અથ શ્રી પદ્મવિજયજી કૃત.

### શ્રી નવાણું જાત્રા અથવા નવાણું અભિષેકની પૂજા.

### વિધિ.

આ પૂજાના નવાણું અભિષેક છે. તે હરેક ગાથાદીઠ નીચે લખેલો મંત્ર કહીને અભિષેક કરવાનો છે. તેમાં અષ્ટ પ્રકારી પૂજા હંમેશ કરીએ છીએ તેમ હરેક અભિષેકે કરવું. અને કાંશી જોડા વિગેરે ઢાલ પુરી થાયે વગાડવા.

હરેક ગાથાદીઠ બોલવાનો મંત્ર (કાવ્ય.)

ૐ -હ્રીં શ્રી તીર્થ રાજાય. પરમ પૂજ્યાય. પરમાનંદ કંદાય. -હ્રીં શ્રી પ્રથમાર્હત્ પ્રતિષ્ઠિતાય. જલં, ચંદનં, પુષ્પં, દીપં, અક્ષતં, નૈવેદ્યં, ફલં યજામહે સ્વાહા.

દુહા. ઉત્તમ ગુરૂ ચરણે નમી, સમરી શારદમાય ॥ સિદ્ધગિરી ગુણ ગાયવા, મુજ મન હરખ ન માય ॥ ૧ ॥ રત્નમાંહિ ચિંતામણી, જ્ઞાનમાં કેવલ જ્ઞાન ॥ સિદ્ધગિરી તિમ

તિર્થમાં, અવરન એહ સમાન ॥ ૨ ॥ શુકલ ધ્યાંન જિમ ધ્યાનમાં, શીતા સરિતા માંહિ ॥ તિમ તિરથમાં સિદ્ધગિરી, નમીએ ધરી ઉચ્છાંહ ॥ ૩ ॥ પરદિખિણા રથ જાતરા, અઠ્ઠમ દોય છઠ સાત ॥જાત્રા નવાણું કિજીએ,સ્વામિ વચ્છલ વિખ્યાત ॥ ૪ ॥ લાખ નવકાર ગણુણું ગણો, પૂજા કરો મન ખાંત ॥ ફૂલ વિવિધ ઘણી જાતિનાં, ધૂપ દીપ બહુ ભાત ॥૫॥

ઢાલ ॥ રાગઃ દેશાખઃ ॥ યાત્રા નવાણું કિંજીએ, શ્રી સિદ્ધાચલ કેરી ॥ ભાવ ધરીનેં સેવતાં, ટાલીએ ભવ ફેરી ॥ ૧ ॥ યા.॥ કાવ્યં (અહીં મંત્ર ભણી અભિષેક કરવો એમ દરેક ગાથાએ સમજવું.)

એંશી યોજન પહેલે આરે, બીજે સીત્તેર જોય ॥ શાશ્વત પ્રાયએ ગિરિ વરૂ, પ્રણમીં પાતિક ધોય ॥૨ ॥ યા૦ સાઠિયોજન ત્રીજે કહ્યો, ચોથે જોયણ પચાસ ॥ શાશ્વત પ્રાયએ ગિરી વરૂ, નમતાં હોય અઘનાશ ॥ ૩ ॥ યા૦ પાંચમે બાર યોજન તણો, મૂલ કહ્યો વિસ્તાર ॥ શાશ્વત પ્રાયએ ગિરિવરૂ, નમતાં હોય નિસ્તાર ॥ ૪ ॥ યા૦ સાત હાથનો ભાખિયો, છઠ્ઠે આરે જેહ ॥ શાશ્વત પાય સોહામણો, ગિરિવર વંદુ એહ ॥ ૫ ॥ યા૦ ઉસર્પિણી વધતો કહ્યો, એ વિમલ ગિરિરાજ ॥ સૂર સરિતા પરિં શાશ્વતો, નમતા અક્ષય રાજ. ॥૬॥ યા૦ યાત્રા ભક્તિ થકી કરેં, છરી પાલે જેહ ॥ ભવ ભયથી દૂરે ટલે, શિવ સુંદરિ વરે તેહ ॥ ૭ ॥ યા૦ સિદ્ધક્ષેત્ર સોહામણો, જિહાં શ્રી રૂષભ જિણંદ ॥ પૂર્વનવાણું સમોસરયા;

વંદુ તેહ ગિરિંદ ॥૮॥ યા૦ એ ગિરી સનમુખ ડગલું ભરે, પદ્મ કહે ભવિ જેહ ॥ કોડિ સહસ ભવ કેરડાં, પાપ ખપાવે તેહ ॥ ૯ ॥ યા૦ સર્વગાથા ૧૪ ॥ પૂજા ૯॥ કાવ્યઃ

દુહો.ભરતા ષટ અવશાર પ્પિણી આરકેં, ચઢત તિમ ઉસપ્પિં-

ણી વારકે ॥ એ ગિરિ રૂષભ કુટપરિં શાશ્વતો, જાસ અભિષેકથી ભવ દૂખ વાર તો ॥ ૧ ॥ ઢાલ બીજી૦ સંભવ જીનવર વિનતી એ દેશી ॥ બાહ્ય અભ્યંત્તર શત્રૂંનો જય થાએ જિણઠામરે, સિદ્ધિવરે સુખ શાશ્વતાં તિણે શત્રુંજય નામરે ॥ ગુણવંતો ગિરિ ગાઇએ, ટુંક એકશો આઠરે,તેહમાં એકવીસમોટકા, શુણતાં હોય ગહ ઘટરે ગુ૦ ॥ ૧ ॥ આંકણી ॥ બાહૂબલિ મુનિસહસસૂં, આઠ ઉપર વલી તામરે ॥ સિદ્ધિવરયા શુભ રીતિસ્યું, તિણેં બાહૂ બલિ નામરે ॥ ૨ ॥ ગુ૦ મરૂધરતિભાં ધન સમો, તૃષ્ણાભાં જે ધાંમ રે ॥ વિષય પિપાસા સહુ મિટે, ત્રીજું મરૂ દેવ નામ રે ॥ ૩ ॥ ગુ૦ ભાંજે જિહાં સંસારનો, અવર તીરથ ઉદ્ધામરે ॥ ચોથો શત્રૂંજય તણો, ભાગીરથ ઇણિં નાંમ રે ॥ ૪ ॥ ગુ૦ પંચમ ટુંકે રૈવત ગિરિ, તિણેં રૈવત એહ નાંમરે ॥ પંચમ એહ સોહામણું, પંચમ ગતિનેં કાંમ રે ॥ ૫ ॥ ગુ૦ સહુ તિરથમાં એવડું, રાજા સમ અભિરાંમ રે ॥ તીરથરાજ એ ગિરી તણું, છઠું વર નામ રે ॥ ૬ ॥ ગુ૦ કાંકરે કાંકરે સિદ્ધ થયા, કોડિ અનંત નિ ઠાંમરે ॥ સિદ્ધ ક્ષેત્ર તેણેં સાતમો, જાંણો એહનું નામ રે ॥ ૭ ॥ ગુ૦ કાંમિત આપે જે ગિરી, કરતાં જાસ પ્રણાંમરે ॥

સેવતાં સુખ ઉપજે તિણેં, કાંમુક આઠમું નામરે ॥ ૮ ॥ ગુ૦ આદિત્ય કાંત એક લાખથી, સૂર્ય યશા સુત જેહ રે ॥ વરિ આજે નિજતત્વને, ટંક નામ ગુણ ગેહ રે ॥ ૯ ॥ ગુ૦ કવડ જક્ષ સેવા કરેં, નિત નિત થઇ સાવધાન રે ॥ દશમું કપર્દિ નાંમ એ, કરે તસ ગુણ ગ્યાન રે ॥ ૧૦ ॥ ગુ૦ લોહિત ટુંક છે એહનો, તિણેં લોહિત પિણ નાંમ રે ॥ એકાદશમું અતિ ભલું, કિજે તાસ પ્રણાંમ રે ॥ ૧૧ ॥ ગુ૦ તાલધ્વજ વલિ બારમું, શેત્રુંજાનું અભિધાંન રે ॥ સંભારી તેહને નમીં, કિજેં જન્મ પ્રમાણ રે ॥ ૧૨ ॥ ગુ૦ કદંબગિરી પિણ ટુંક છે, તેર મું નામ કદંબરે ॥ મનુંષ્ય લોકમાં દોહિલો, જેમ મરૂથલમાં અંબરે ॥ ૧૩ ॥ ગુ૦ સહસ્ત્રાબ્જ ગિરીવર નમો, ચૌદમું એ અભિધાંન રે ॥ શ્રી કાલિક મુંનિ સહસથી, પાંમ્યા શિવપુર ઠાંણ રે ॥ ૧૪ ॥ ગુ૦ પર્વત સર્વ શિરોમણિ, નગાધિશ તિ-ણેં નાંમ રે ॥ પનરમું પ્રેમેં નમો, જેહથી શાશ્વત ઠાંમ રે ॥ ૧૫ ॥ ગુ૦ સિદ્ધ થાનકમાં એવડું, જાંણો રાજ સમાંનરે ॥ સિદ્ધશટા તે સોલમું, શિવપદનું કરે દાંન રે ॥ ૧૬ ॥ ગુ૦ સત્તરમું શત પત્ર એ, નામ નમો નિશદિશ રે, નાંમે નવની-દ્ધિ સંપજે, શિવપદ વિસવા વીસરે ॥ ૧૭ ॥ ગુ૦ સતકૂટ નામ અઢારમું, ગુણ નિષ્પન્ન કહાય રે ॥ સોહેં સત અડકુંટ-સ્યું, પ્રણમો ભવિ સમુદાયરે ॥ ૧૮ ॥ ગુ૦ એ ગિરીનિ સેવા થકી, બંધાય પુણ્યની રાશી રે ॥ પુણ્ય રાસી ઓગણીસમું, અદ્ભૂત નાંમ પ્રકાશ રે ॥ ૧૯ ॥ ગુ૦ ભુવનપતિ વણ યોતિ-

ષી, વૈમાનિકના વૃંદરે ॥ તે સૂરને અતિ પ્રિય ધણો, તિણેં સુર પ્રિય સુખ કંદ રે ॥ ૨૦ ॥ ગુ૦ સહસ્ત્ર પત્ર એકવીસમું, સેત્રુંજ નામ ઉદાર રે ॥ સેત્રુંજ નામ શ્રૃણુતડાં, હીયડે હર્ખ અપારરે ॥ ૨૧ ॥ ગુ૦ નામ ફેર પાઠાં તરે, તેસવિ કહું સું પ્રમાણ રે ॥ સહસ આઠમાં સહુ ભલ્યા, પદ્મ કહેં ગુણ ખાંણ રે ॥ ૨૨ ॥ ગુ૦ સર્વગાથા ૩૧ ॥ પૂજા ૩૧ મી થઇ કાવ્યં વિમલ સિદ્ધ સેત્રુંજ ગિરિવર તણાં, નામ કહ્યાં શત્રુંજ કલ્પે ધણાં, તેહ જપો અભિષેક કરો સદા, જિમ ભવ ભવનાં દુખ નાવે કદા ॥ ૧ ॥ ઢાળ ત્રીજી. પ્યારે ગોકુંલે ચલો એ દેશી ॥ ચક્રી ભરત નરેસરે, સાંભલિ દેશના તાત હો ॥ પ્રથમ ઉદ્ધાર જેણેં કર્યાં, એ મોટા અવદાત હો ॥ ૩૨ ॥ શ્રી સિદ્ધાચલ ભેટીએ, શ્રીવિમલચલ ભેટીએ મેંટીએ ભવ દુઃખ રાશી હો, કીજે શેત્રુંજ ગિરી જાતરા, પામીએ શીવપૂર વાસ હો શ્રી૦ આંકણી ॥ કોડી નવાણું નરપતિ, ઉપર નવ્યાસી લાખહો ॥ ભરત સમેં થયા સંઘવી, સહસ ચોરાસી ભાખ હો ॥ ૩૩ ॥ શ્રી૦

આઠમે પાટેં ભરત તણેં, દંડ વીર્યનર નાથ હો ॥ કરી ઉદ્ધાર બીજો એણિં, મેલ્યો શિવપૂર સાથ હો ॥ ૩૪ ॥ શ્રી૦ દુર્ગતિ નાસે નામથી, સારે વંછીત કાજ હો ॥ શેત્રુંજ ગિરી સેવ્યાં થકાં, આપે અવિચલ રાજ હો ॥ ૩૫ ॥ શ્રી૦ સીમંધર સ્વામી કને, ગિરી મહિમા અધિકાર હો, ઇશાનેંદ્ર શ્રુણી

કરી ॥ કરે ત્રીજો ઉદ્ધાર હો ॥ ૩૬ ॥ શ્રી૦ એક કોડી સાગર ગલી ગયાં, કરે ચોથો ઉદ્ધાર હો ॥ માંહેદ્ર નાંમે સૂરપતિ, આતમનેં ઉદ્ધાર હો ॥ ૩૭ ॥ શ્રી૦ વલિ દશ કાડિ સાગર ગઇ, પંચમ સુરપતિ જેહ હો ॥ તિણે ઉદ્ધાર કર્યો વલિ, પાંચમો ધરીઅ સસનેહહો ॥૩૮॥ શ્રી એક કોડિ લાખ સાગર ગઈ, અસુર નિકાયનો સ્વામી હો ॥ ચમરેંદ્રે છઠો કર્યો, સાર ઉદ્ધાર તે ઠાંમિ હો ॥ ૩૯ ॥ શ્રી૦ સુક્ષ્મ ઉદ્ધાર ઘણા થયા, રૂષભ અજિત વિચેં ધારિ હો ॥ પચાસ લાખ કોડિ સાગરે, કુણ પામે તસ પાર હો ॥ ૪૦ ॥ શ્રી૦ સગર નાંમ ચક્રી થયો, અજિત જિણેંદનો ભ્રાત હો॥ તિણે ઉદ્ધાર કર્યો સાતમો, વાધ્યો જસ વિખ્યાત હો ॥ ૪૧ ॥ શ્રી પંચાસ કોડીનેં ઉપરે, લાખ પંચાણું ભુપ હો ॥ સહસ પંચોતેર સંઘવી, સગર વારે અનુરૂપ હો ॥ ૪૨ ॥ શ્રી૦ ત્રીસ કોડી દશ લખ તિમવલી, સુક્ષ્મ થયા ઉદ્ધાર હો ॥ આઠમો વ્યંતર ઇંદ્રનો, અભિનંદન ઉપગાર હો ॥ ૪૩ શ્રી૦ ચંદ્ર પ્રભ વારેં હવેં, ચંદ્ર શેખર સુત સાર હો ॥ ચંદ્ર જસાએ કીધલો, નવમો તિહા ઉદ્ધાર હો ॥ ૪૪ ॥ શ્રી૦ ચક્રા યુધ નર રાજીઓ, શાંતિ જિનેશ્વર પૂત હો ॥ દશમો ઉદ્ધાર તેણે કર્યો, જેહ અતિ અદભૂત હો, ॥ ૪૫ ॥ શ્રી૦ દશરથ સુત રામચંદ્રજી, ઇગિઆરમોં ઉદ્ધાર હો ॥ મુનિસુવ્રત વારે કર્યો, જાણિ નિજ નિસ્તાર હો ॥ ૪૬ ॥ શ્રી૦ રામ ભરત ત્રણ કાડિસ્યું, શિવ સુંદરિ ભરતાર હો ॥ પાપ પડલ સવિ ધોઇને, કિધો નિજ ઉધ્ધાર હો ॥ ૪૭ ॥ શ્રી૦

